# શ્રી મદન વિજય.

## પંચાંકી નાટક.

જેની પ્રસ્તાવનામાં 'નાટક' પર ટુંકો નિબંધ સમાવેલો છે.

લેખક—ચંદ્રમણિશંકર જેઠાલાલ પંડિત.



પહેલી આવૃત્તિ, પ્રત ૧૦૦૦.

અમદાવાદ.

ધી ગુજરાત પ્રીન્ટીંગ પ્રેસ.

મૂલ્ય એક રૂપીઓ.

સને ૧૯૦૭. સંવત ૧૯૬૩.

# MADAN VIJAYA.

**A Gujarati Play in Five Acts.**

( Containing in its Preface a short Essay on 'DRAMA'. )

BY

*Chandramanishankar Jethalal Pandit.*



**1st Edition, 1000 Copies.**

Ahmedabad :

THE GUJARAT PRINTING PRESS.

**Price Re. 1-0-0.**

*A. D. 1907.* *Samvat 1963.*

આ પુસ્તક મળવાનાં સ્થળઃ—

અમદાવાદઃ—લેખક પાસેથી,—ખાડીઆ, નાના સુતારવાડાની પોળ.

મેનેજર, 'ગુજરાતી પંચ.'

મુંબાઇઃ—એન. એમ. ત્રિપાઠી ઍન્ડ કું૦ કાલબાદેવી રોડ.

# ગુજરાતી સાહિત્યના પ્રેમીઓને
# સસ્નેહ અર્પણ.

( વિષમ હરિગીત. )

જીવતો મુઓ નામર્દ છે, બોલ્યો નહીં મુખને વિષે;
દેશ મ્હારો દેશ મ્હારો, દેશ મ્હારો ચો દિશે;
પરદેશમાં ભટકી બહુ, પાછાં ફરંતાં ગૃહ પ્રતિ;
દેશભક્તિ ઉર્મિએ જે, મન વિષે દાઝ્યો નહિ;

જો હોય આવો બાયલો, જીવતો જુઓ જઈ તેહને;
કવિ કોઇએ સ્તવિયો નહિ, ગાણાથકી છે જેહને.
છો તે કિતાબો મેળવે, પદ ઉંચુ છો તેને મળે;
ભલે હોય તેને નવનિધિ, વળી અષ્ટસિદ્ધિ છો મળે.

સ્વાર્થી જન તે પામરો સૌ, આત્મ અર્થે ન્યાળીને;
જીવતો મુઓ નિઃશંક છે, ઉજળી ખુએ છે કીર્તિને.
અંતમાં મરતો પુનઃ, જે મિટ્ટીથી જન્મ્યો હતો;
વિણુ શોકને વિણુ આદરે, તે તુચ્છ મિટ્ટીમય થતો.

*Dedicated with Affection*

TO

# The Lovers of Gujarati Literature.



"Breathes there the man, with soul so dead,
Who never to himself hath said,
This is my own, my native land
Whose heart hath ne'er within him burned,
As home his footsteps he hath turned,
From wandering on a foreign strand !
If such there breathe, go, mark him well,
For him no minstrel raptures swell ;
High though his titles, proud his name,
Boundless his wealth, as wish can claim,
Despite those titles, power and pelf,
The wretch, concenter'd all in self,
Living shall forfeit fair renown,
And, doubly dying, shall go down
To the vile dust from whence he sprung,
Unwept, unhonoured, and unsung"

*Sir Walter Scott.*



# પ્રસ્તાવના.

**પ્રસ્તાવનાનો હેતુ**

૧ આવા ના'નકડા પુસ્તકને ભાગ્યેજ પ્રસ્તાવનાની જરૂર હોઇ શકે. તે છતાં ગુજરાતી નાટકની એકસરખી અવદશા અને હાલને માટે તેને ઉંચી દશાએ લાવવાના પ્રયાસ તરફ થતું દુર્લક્ષ લક્ષમાં લેતાં નાટકની ઉત્પત્તિ, ઉદ્દેશ, વિભાગ, વાસ્તવિક તત્વ, પ્રાચીન અર્વાચીન નાટકની સ્થિતિ વિગેરે વિષયપર શાસ્ત્રીય વિચાર અસ્થાને નહિ ગણાય. સાથે સાથે, આ વખતમાં યુરોપના રીત રીવાજનું આ દેશની જીંદગીના સઘળા વિભાગોપર જે અસર થતી જોઇએ છીએ તે ધ્યાનમાં લેતાં પ્રસંગોપાત તે તરફના નાટકનું પણ અહીં વિવેચન કરવું યોગ્ય ધાર્યુંછે. અને છેવટે આ પ્રસ્તાવના પૂરી કરતાં આ પુસ્તકની રચના અને વિષયનો યથાશક્તિ સ્ફોટ કરવા પ્રયત્ન કર્યોછે.

**કવિતાનો ઉદ્દેશ.**

૨ પ્રખ્યાત કાવ્ય પ્રકાશકાર મમ્મટ કહેછે કે કાવ્ય વિવિધ જાતનું જ્ઞાન આપેછે, પણ તેની તે આપવાની રીત બીજા શાસ્ત્ર કરતાં જુદા પ્રકારની છે. વેદ સ્મૃતિ વિગેરે શાસ્ત્રો જેમાં મૂળ અર્થ મુખ્ય પદે છે તેઓ સ્વામી પોતાના સેવકને સલાહ આપતા હોય તેવી રીતે આદેશ આપેછે. પુરાણ, ઇતિહાસ, કથા વિગેરે બીજી પ્રકારનાં શાસ્ત્રો જેમાં ભાવાર્થ તરફ લક્ષ આપવાનું છે તે મિત્રની માફક શિખામણ આપેછે, પણ હુકમ કરતા નથી; સમજાવેછે, પણ ફરજ પાડતા નથી. પણ આ બેનાથી કાવ્યના વાક્યની પદ્ધતિ જુદાજ પ્રકારની છે, કારણ કે અહીં મૂળ તેમજ રૂપાન્તરવાળા અર્થ દબાઇ જાયછે અને રસને સ્ફુટ કરનાર વ્યાપારને પૂરેપૂરો અવકાશ આપવામાં આવેછે. એટલે કે કાવ્ય આનંદની સાથે શિક્ષણને અવલમ્બેછે, જેથી કરીને તે સ્રીની માફક પોતાની શૈલીના હાવભાવથી માણસના ચિત્તનું આકર્ષણ કરી પોતાનું શિક્ષણ સ્વીકારવા પ્રેરેછે.

૩. કાવ્ય બે પ્રકારનાં હોયછે; દૃષ્ય અને શ્રાવ્ય. દૃષ્ય

**કાવ્યના ભાગ અને નાટકસાથે તેનો સંબંધ.**

એટલે જે જોઇ શકાયછે અથવા દેખાડી શકાય છે તે, અને શ્રાવ્ય એટલે જે સાંભળી શકાય છે અથવા ગાઇ શકાયછે તે. પહેલો વિભાગ પ્રયોગ કહેવાયછે, જ્યારે બીજો વૃત્તાંત કહેવાય છે. નાટક પહેલા વિભાગમાં પડેછે. તે મનુષ્યની જીંદગીમાં જુદી જુદી જાતની અવસ્થાનો ચિતાર આપેછે.

**નાટકનું મૂળ.**

૪. નાટકનું મૂળ સાદૃશ્ય અથવા અનુકરણમાં છે, કારણ કે તે એવા પ્રકારની કૃતિછે કે તેમાં જે પાત્ર જનોને દાખલ કરવામાં આવ્યા હોયછે તેમને તે અભિયોગમાં ખરા માણસો તરીખે બતાવી એક અવિચ્છિન્ન વ્યાપારને અનુસરેછે. મનોભાવને પ્રકાશ કરવા તે મનુષ્યનો જાતીય સ્વભાવ છે. માણસ પોતાના વિચારને ચેષ્ટા અથવા વાણી અથવા એના મિશ્રણથી પ્રકાશ કરેછે; અને આ અર્થને પ્રકાશ કરવાની રીતને તે બીજા મનુષ્યોના સમાગમમાં, અને મુખ્યત્વે કરીને આનંદના અને ગાંભીર્યના પ્રસંગે નૃત્ય અને ગાયનથી નાનાવિધ અને વ્યવસ્થિત કરતાં શીખેછે. પ્રકાશ કરવાનો અન્ય માર્ગ અને ઘણા ભાગે બીજાની સાથે સબંધ ધરાવતો તે સાદૃશ્ય અથવા અનુકરણ છે. ઍરિસ્ટોટલ કહેછે કે અનુકરણ કરવું તે માણસ જાતને તેના બચપણથી સ્વભાવ પ્રેરિત છે અને અનુકરણમાંથી સ્વભાવિક રીતે માણસને આનંદ મળેછે. અંગ ચેષ્ટા અને સાદ તે સર્વ મનુષ્યોને માટે અનુકરણ કરવાને સામાન્ય સાધન છે, અને તેમાં કોઇ પણ પ્રકારના વેશ અને શણગારની મદદ, તે ઘણું કરીને નાનાં છોકરાંની અને પ્રજાની બાલ્યાવસ્થાની ગોચરમાં હોયછે. અમુક પાત્રનું રૂપ ધારણ કરવું—પછી તે પાત્ર સાચું વા કલ્પિત હોય તે નાટક તરફ પ્રથમ પગલું છે; પણ એટલું ભૂલી જવું જોઇતું નથી કે તે ફક્ત પ્રાથમિક પગલુંજ છે, અને અનુકરણ જ્યાં સુધી વ્યાપાર—ક્રિયાને પહોંચે નહિ ત્યાં સુધી ખરૂં નાટક પ્રાપ્ત થયું સમજવું નહિ.

**વ્યાપાર-ક્રિયા.**

૫ વ્યાપાર, જેને માણસ પોતાની જાતનાજ પ્રાણીઓ, અથવા સર્વોત્તમ શક્તિ જેના અસ્તિત્વ અને સત્તાને તે માનેછે, તેના શિવાય બીજા કોઇમાં (વિનારૂપાન્તરે) આરોપણ કરતો નથી તે, ઇચ્છાનો

વ્યાપાર અને તેના નિશ્ચયનો અમલ બતાવેછે; પછી તેનો હેતુ પૂર્ણ થાય કે નહિ તે જુદી વાત છે. તે કારણમાંથી કાર્યની ગતિ બતાવેછે. વ્યાપાર માનુષી અથવા અમાનુષી ઇચ્છામાંથી ઉદ્ભવતો માણસને માલુમ પડવો જોઇએ. વ્યાપારના વ્યાપારથી દરેક પ્રકારનાં અનુકરણને બીજે રૂપે નાટક સમજવાં.

**નાટકનું સાહિત્ય.**

૬ આ પદે પહોંચ્યા પછી નાટકને માટે સાહિત્યના નિયમોથી વ્યવસ્થિત થવાનું રહેછે, જે શાસ્ત્રની તે શાખા થાયછે. આને આપણે નાટકનું સાહિત્ય કહી શકીએ. પણ ગણીને ગાંઠી પ્રજાઓજ તેને મેળવી શકીછે. કોઇ પણ પ્રજા નાટકના સાહિત્ય વિના નાટકની હસ્તી ધરાવી શકેછે, અને તે સાહિત્યને કેળવવાનું બંધ કર્યા પછી પણ નાટકની માલિક હોઈ શકેછે. તો પણ કોઇ પણ પ્રજાનાં નાટકો સાહિત્યનું રૂપ ધારણ કરે તેના પહેલા અથવા પછી તે પોતાનાં એક અથવા અનેક આગન્તુક તત્વને જેવાં કે વાદ્ય, નૃત્ય, શણગાર, વિગેરેને ઉંચી જગા લેવા દેછે, અને આ પ્રમાણે અંતમાં નવાં નાટકોની ઉત્પત્તિ અથવા બંધ થઈ ગએલાંનાં પુનર્જીવન કરેછે. પણ સાહિત્યની શાખા તરીકે, નાટક તેનાં અનુસરણનાં સાધનોમાં વાણી (ભાષણને) ખાસ સમાવેછે; અને આવા નાટકોનો સમારંભ આવી રીતે બધી પ્રજાઓના સાહિત્યનો ઇતિહાસ આપણને માલુમ છે તે પ્રમાણે બીજી જાતની કૃતિઓ જેવાં કે વાદ્યિક ( lyric ) અને વીરચરિત્ર કથક ( epic ) કાવ્યો અથવા તો બેમાંના એકની પછી આવેછે. જે જે પ્રજાઓની ઉન્નતિમાં નાટકને જગા મળેલી છે ત્યાં આ બેના સંયોગમાંજ તેનું સાહિત્યના રૂપમાં આવવાનું મૂળ છે.

૭ જે નિયમો બધી જાતના વ્યાપાર ( action as such) નો સ્વભાવ નક્કી કરેછે તે નીચે પ્રમાણે છે.

(૧) વ્યાપારની ઐક્યતા (૨) તેની સંપૂર્ણતા અને (૩) તેની સંભાવ્યતા.

**યુરોપનાં નાટકો**

૮ અર્વાચીન યુરોપના નાટ્ય પ્રયોગો ગ્રીક અને લેટીન નાટ્ય શાસ્ત્રપરથી નીકળેલા છે, અને તેના બે મોટા વિભાગ tragedies અને comedies છે. આ

**તેના બે વિભાગ. tragedies અને comedies.** ભેદ ગ્રીક લોકોમાંથી ઉતરી આવ્યોછે. પહેલામાં શાંત કરૂણરસ પ્રધાનપદે છે જ્યારે બીજામાં હાસ્યરસ પ્રધાન પદે છે. પહેલાનો અંત શોકાસ્પદ છે જ્યારે બીજાનો સુખદાયક હોયછે. ગ્રીક અને લેટીન ગ્રંથકારોના એટલે classical મત પ્રમાણે શાંત કરૂણ રસ પ્રાધાન્ય નાટક દૈવની ગહનગતિ સમજાવી, તેમજ ઉંચાકાર્ય અને મનોવિકાર દર્શાવી. રાજાઓની અથવા નેતાઓની પડતી બતાવે છે. તે દયાના અને ભયના ભાવને નિયમમાં આણી તેને પ્રમાણીકરણ કરેછે. હાસ્યરસ પ્રાધાન્ય નાટક તેનાથી ઉલટી રીતે જુદાજ આશયવાળાં છે. મધ્યમ સ્થિતિની મૂર્ખાઇ અને ભૂલોને, તેમને સુધારવાની ખાતર ઉપહાસનો વિષય બનાવવાનો તેઓનો ઉદ્દેશ છે. તે સબબથી તેઓ માનનીય વસ્તુ તેમજ અમુક વ્યક્તિને હાથ લગાડતાં નથી પણ મધ્યમ સ્થિતિમાંથી એવા નમુના પસંદ કરેછે કે જે સર્વ સ્થળે સ્વીકારાય.

**ઇંગ્રેજી નાટકના વિષય અને સ્થિતિ.** ૯. ઘણાખરા દેશોમાં અર્વાચીન નાટકો બાઈબલના ઇતિહાસ અને ક્રિશ્ચ્યન મતની અંતર્ગત અદ્ભૂત વાર્તાઓ અને નીતિ શાસ્ત્રમાંથી ઉત્પન્ન થએલાં છે. ઇંગ્રેજી નાટક શરૂઆતમાં દેવળ ( church ) સાથે સંબંધ ધરાવતું હતું. તે લોકોનાં મન રંજન કરવા, અને શીખામણ આપવા, ધાર્મિક વાતો, સાધુ લોકોનાં ચરિત્ર, અને વિચિત્ર વૃત્તાંતની મદદથી રસમય બનાવી વ્યવહારિક દૃષ્ટાંત કથાનું નિરૂપણ કરતાં. ઇંગ્રેજી નાટકનો જાહોજલાલીનો વખત ઇલિઝાબેથ રાણીના સમયમાં હતો, જે સમયે સંગ્રામ, વિદ્યા અને નવી શોધના ચમત્કારે માર્લો, શેકસ્પીઅર, અને બેન્ જોન્સન જેવા લોકોની પ્રેરણાને ઉશ્કેરી મેલી હતી, અને સ્પેનના અરિજનના દરિઆઇ કાફલાપર જીત મેળવ્યાથી લોકોની લાગણીઓ ઉછળી રહી હતી. આ વખતમાં ઉપર વર્ણવેલા શરૂઆતના અણઘડ નાટકમાંથી ત્રણ ચાર જાતનાં નાટકો ઉત્પન્ન થયાં હતાં.

(ક) દૃષ્ટાંતિક નાટકોઃ—જેની રાજ્ય દરબારમાં બહુ ગણના થતી હતી; પણ ક્રિશ્ચ્યન નીતિ તત્વમાંથી વિષય લેવાને બદલે

classical પુરાણુના આખ્યાનના વિષય લેવામાં આવેલા હતા, અને ઘણી ખરી વખત રાણી અથવા મોટા અમીર લોકોની સ્તુતિના સબબે તેઓ રચાએલાં હતાં.

(ખ) શાંત કરૂણ રસવાળાં નાટકો જેમાંના કેટલાકમાં ખરેખર કરૂણ રસની ખુબીનાં તત્વ માલુમ પડતાં, પણ ઘણા ભાગે તેઓ મારામારી અને ખુનરેજીના અસભ્ય ત્રાસમાં આનંદ માનવાને લીધે અણઘડપણાથી અને અતિશયોક્તિથી બગડતાં.

(ગ) હાસ્ય રસનાં નાટકો જેમાં વખતો વખત ખરી શ્રેષ્ટતા અને ખુબી માલુમ પડતાં, પણ ઘણું કરીને હલકી મશ્કરીઓ અને ઠઠ્ઠાબાજના ચાળાની અધમ સ્થિતિએ પહોંચતાં.

(ઘ) ઐતિહાસિક નાટકો જેમાં કેટલાક ઇંગ્રેજ લોકોની સ્વદેશાભિમાનની લાગણીઓ અને પ્રજાકીય તવારીખ તરફ મન જણાતાં; પરંતુ આપણુ વારંવાર અહીં તહીં સાંધેલાં વૃત્તાંતોથી પથરાએલાં માલુમ પડતાં, અને તેમાં વિષયની ઐકયતા અને રૂપના સંયોગની ખામીઓ જણાતી.

**શેકસ્પીઅરનો સમય અને તેની ઉત્કૃષ્ટતા.**

૧૦. શેકસ્પીઅરના પૂર્વગામીઓ તેમજ સાથેનાઓ, જેઓએ તેનાથી વ્હેલું કાંઇક નામ મેળવ્યું હતું તેઓએ નાટકને કાંઇક પોતાની કળા આપી હતી અને શેકસ્પીઅરને જે સ્થિતિમાં નાટક માલુમ પડયું તે સ્થિતિને પહોંચાડવા કાંઇક કીધું હતું; પણ તેમાંના કોઇ, શાંત કરૂણરસ અથવા હાસ્યરસ પ્રાધાન્ય અને ઐતિહાસિક નાટકોને તેમની ખામીઓ અને નાદાનીમાંથી ખરેખર ઉંચા અને માનનીય શાસ્ત્રના રૂપ પર ચઢાવવાને શકિતમાન્ થયા નહતા.

૧૧. ઇલિઝાએથનો સમય મધ્ય સમયના ક્રિશ્ચિયન સાહિત્યને લગતા—અદ્ભૂત રસાત્મક ( romantic )—ચૈતન્યથી પ્રેરિત થયેલો હતો પણ બહારથી અસલી ( classical ) નમુનાથી નિયમિત થતો હતો. તે આખા ક્રમમાં આ બે વલણ ( પ્રવાહ ) નો વિરોધ ચાલુ હતો. એકંદરે સ્પેન્સરની કવિતાપર અને શેકસ્પીઅરનાં નાટક પરની અસરથી romance નો અંશ ચાલુ થયો હતો, જો કે તેના રૂપમાં લેટીન ભાષાના અભ્યાસથી ઘણું રૂપાન્તર થએલું જોવામાં આવતું હતું. અદ્ભૂત રસાત્મક બળ જેનો પશ્ચિમ યુરોપમાં

૧૨ મા સૈકામાં જન્મ થયો હતો તે પદ રચના અને ઝમકના માધુર્યની સાથે સ્વાતંત્ર્ય, વિવિધતા, અને અદ્દભૂતને માટે પ્રેમ બતાવેછે. classical બળ આનાથી ઉંચું અને ગંભીર ( શણુ-ગાર–અલંકાર રહિત ) છે, અને તે વિચારનું નિયમિતપણું, નિગ્રહ, અને ગૌરવ બતાવેછે. કરૂણુરસ પ્રાધાન્ય નાટકમાં અનુપ્રાસ રહિત કવિતા અને હાસ્યરસ પ્રાધાન્ય નાટકમાં અવિસ્તીર્ણું ગદ્ય તે આ classical બળનો પ્રભાવ છે, પણુ તેના ઐકયતાના–ખાસ કરીને સમય અને સ્થળની ઐકયતાના નિયમનો સફળતાથી અનાદર કરવામાં આવતો. વ્યાપારની ઐકયતા તે બધાં નાટય તેમજ વીરરસ કાવ્ય ( epic ) શાસ્ત્રમાં અગત્યનો નિયમ છે, પણુ ઉપર કહેલી બીનાને લીધે શેકસ્પીઅર અને અદ્દભૂત રસાનુયાયીઓ વ્યાપારના એક પ્રવાહની સાથે નાના ઝરાઓ જે આખાને વિસ્તાર પમાડેછે અને મહત્વતા આપેછે, તેમને ભેળવવા અટકયા ન હતા. મુખ્ય વસ્તુ અને પ્રાસંગિક વસ્તુ તે એના વિચક્ષણુ મિશ્રણુમાં બન્ને રીતને અચ્છી રીતે મિલાવી દેવામાં આવી હતી.

૧૨. આ ખુબી શિવાય શેકસ્પીઅરની ખાસ ખુબી તેની કવિતાનીજ છે. તે ઘણુાજ ઉત્તમ પ્રકારની છે અને હૃદયને ઘણી અસરકારક માલુમ પડેછે. એના પ્રવેશો બુદ્ધિ વિલાસ અને કલ્પનાના આભાસથી એકાએક દીપી ઉઠેછે. અને આ એના ગુણુ ઉપરાંત જે એનો ગુણુ આપણું ખાસ ધ્યાન ખેંચેછે તે તેની વિવિધતા છે. તેનાં ૩૬ નાટકોમાં તે માણુસ જાતની પ્રવૃત્તિ તેના અનેક રૂપમાં બતાવેછે. જેવી રીતે પરમેશ્વરની કૃતિ બીજી અવિભક્ત કૃતિથી સ્પષ્ટ અને સૂક્ષ્મ ભેદ દેખાડેછે તેવી રીતે તેનું વર્ણુવેલું દરેક પાત્ર પોતાની પૃથક્ હયાતિ બતાવેછે.

૧૩. ઇંગ્રેજી નાટકની ઉત્પત્તિ classical નાટકમાંથી હોવાને લીધે તેના સર્વે ગુણુ અને દોષ પોતાના ઉત્પાદક

**સંસ્કૃત નાટકની અપૂર્વતા.**

પાસેથી તેણુે લીધેલા હતા. પણુ સંસ્કૃત નાટકના ગુણુ દોષ સર્વે પોતાનાજ છે. સંસ્કૃત નાટકે યુરોપીઅન પ્રજા પાસેથી કાંઇપણુ લીધેલું નહતું, કારણુ કે ૧૪ મા કે ૧૫ મા સૈકા સુધી ( કે જે સમયે હિંદુ નાટક પડતી અવસ્થામાં આવવા માંડયું હતું ) ત્યાં તેવું સાહિત્ય લોકપ્રસિદ્ધ નહતું,

તેમજ મુસલમાન લોકોની કાંઇ અસર તેપર થવા પામી નહતી કારણ કે નાટકનાં લખાણો તેમના સાહિત્યમાંથી ખાસ બાતલ હતાં. ઇરાની, અરબી, કે ઇજીપ્ટની પ્રજાનું અનુકરણ પણ તેમાં નહતું, કારણ કે તેમનામાં આવા સાહિત્યનો મહાવરો પડેલો નહતો. તેજ પ્રમાણે ગ્રીસ કે ચીનના લોકો પાસેથી ઉતારો કરેલો તેમાં માલુમ પડતો નહતો, કારણ કે હિંદુ નાટકની રચના અને આચારમાં વિશિષ્ટ ભેદ માલુમ પડેછે જે તેની અપૂર્વ યોજના અને પ્રજાકિય ખીલવણી બતાવેછે, જે છેલ્લા બેમાં માલુમ પડતી નથી.

**સંસ્કૃત નાટક-A Romantic drama. રૂપક.**

૧૪. સંસ્કૃત નાટકને હાલના ટીકાકારો જે નાટ્ય રચનાને classical dramaની વિરૂદ્ધતામાં Romantic drama કહેછે તે વર્ગમાં ગ્હેણી શકાય. તે સાધારણ રીતે રૂપકના નામથી ઓળખાયછે, કારણ કે તેની વસ્તુનો પાત્રજનોના જુદા પાત્રોનાં રૂપ લેવાથી પ્રયોગ થઇ શકેછે. તે ઉપરૂપક નામનો પેટા ભાગ તેમાં સમાવેછે. રૂપક જેમાં રસ આધારરૂપે છે તેના દસ ભાગ પાડેલા છે, અને ઉપરૂપકના અઢાર ભાગ પાડેલા છે જે નાટકના સામાન્ય લક્ષણની બાબતમાં એક એકથી સ્હેજ જુદાં પડેછે.

**સંસ્કૃત નાટકનાં લક્ષણ**

૧૫. નાટકનો વિષય વિખ્યાતિ અને અગત્યતા ધરાવતો હોવો જોઇએ. પુરાણોક્ત, ઐતિહાસિક, કલ્પિત, અથવા મિશ્ર—થોડા અંશે કર્તાની કલ્પના અને થોડા અંશે દંતકથાપર આધાર રાખતો હોઇ શકે. નાટકનું કાર્ય વસ્તુ કહેવાયછે, અને તે બે પ્રકારની હોયછે. આધિકારિક અને પ્રાસંગિક. પહેલી નાટકના વાસ્તવિક હિતની સાથે સંબંધ ધરાવતી મુખ્ય પાત્રોને લગતી હોયછે, અને આખી રચનામાં તે વ્યાંપી રહેછે, જ્યારે પેટા વસ્તુ મુખ્ય વિષયની મદદમાં રહી નાયક નાયિકા શિવાય અન્ય પાત્ર સાથે સંબંધ ધરાવેછે.

૧૬. નાટક હમેશાં ઉંચા પ્રકારના મનુષ્યનું વર્ણન આપેછે, જેવા કે રાજા, ગંધર્વ, દેવ વિગેરે. નાયક ચાર પ્રકારના હોય છે. ધીરોદાત્ત, ધીર લલિત, ધીર પ્રશાન્ત અને ધીરોધત્ત. ધી-

રોદ્ધત્ત નાયક ગંભીર પ્રકૃતિનો, દઢ મનનો, સત્યવાદી, વિગેરે સર્વ ઉંચા ગુણવાળો હોયછે. ધીર લલિત નાયક દૃઢ અને શૂરો હોયછે, પણ રમતીઆળ અને બેદરકાર રહેછે. ધીર પ્રશાન્ત બહાદુર અને સ્થિર ચિત્તનો અને ધીરોધત્ત બહાદુર પણ તામસી પ્રકૃતીનો હોયછે. નાયક વળી દક્ષિણ, શઠ, ધૃષ્ટ અથવા અનુકુળ હોઇ શકે. તેની મદદમાં પીઠમર્દ, વિદૂષક, વિટ, વિગેરે અનેક જાતના સુહૃદ હોયછે. નાયિકા સ્વીયા, પરકીયા અથવા સામાન્યા હોઇ શકે. સ્વીયા ઘણા ઉંચા ગુણવાળી રહેછે. જેવી કે ઉત્તરરામ ચરિતમાં સીતા; સામાન્યા જેવી કે મૃચ્છકટીકમાં વસંતસેના. પરકીયા કાંતો કુંવારી અથવા બીજાની સ્ત્રી હોયછે પણ તેને નાટકમાં નાયિકા તરીખે દાખલ કરવામાં આવતી નથી. નાયિકાના મદદમાં સખી, દાસી વિગેરે અનેક મદદગાર રહેછે.

૧૭. નાટકનો મુખ્ય રસ સાધારણ રીતે શૃંગાર અગર વીર રસ હોયછે. બાકીના બીજા રસ તેને આધીન રહી મુખ્ય રસને પોષીને દીપાવેછે. નાટકના પાંચથી દસ અંક હોઇ શકે. નાયકને હલકો પાડે તેવું, તેમજ નાટકના મુખ્ય આશયની વિરૂદ્ધ કાંઇ પણ દાખલ કરવું જોઇએ નહિ. પ્રવાસ, કાપાકાપી, લડાઈ વિગેરેનો વૃત્તાંત નાટકમાં બતાવવો જોઇએ નહિ; ફકત તેની સૂચના હોવી જોઇએ. તેમજ નાયકનું મૃત્યુ દર્શાવવું જોઇએ નહિ. સંસ્કૃતમાં શાંત કરૂણ રસ પ્રાધાન્ય નાટકનો અભાવ, અને તેના નાટકના એક સરખા પણાનું આ પુરતું કારણ છે.

૧૮. દરેક નાટકનો પ્રસ્તાવનાથી આરંભ થાયછે, અને નાન્દીથી તેની શરૂઆત કરવામાં આવેછે. તેમાં નાટકના વસ્તુની સૂચના કરવામાં આવેછે. તેનો અંત આશીર્વચનથી અથવા પ્રાર્થનાથી થાયછે જે ભરતવાકયના નામથી ઓળખાયછે, અને તેમાં સામાન્ય કલ્યાણ અને સુખની ઇચ્છા દર્શાવવામાં આવેછે. નાટકની ભાષા પાત્ર જનોને લાયક રાખવામાં આવેછે.

**સંસ્કૃત નાટકનાં વિશિષ્ટ લક્ષણ.**

૧૯. આ પરથી આપણને માલુમ પડેછે કે સંસ્કૃત નાટકનાં ભેદ દર્શક લક્ષણ ત્રણ છે. (૧) તેની ખાસ રચના (૨) શાંત કરૂણ રસ અને હાસ્ય રસ પ્રાધાન્ય નાટકના ભેદનો અભાવ અને (૩) પાત્ર જનોને બોલવાની ભાષામાં ફેરફાર.

વિક્રમાદિત્ય-નો ક્રમ-કાલિદાસ.

૨૦. જેવી રીતે ઇંગ્રેજી નાટકનો પ્રતાપી સમય રાણી ઇલિઝાબેથના વખતમાં હતો તેવીજ રીતે સંસ્કૃત નાટકનો પ્રતાપી સમય વિક્રમાદિત્યના વખતમાં હતો. આ ક્રમ કયા સૈકામાં પડેછે તે એક તકરારી વિષય છે, અને તેનો હજી નક્કી નિર્ણય થયો નથી; પણ તે સાથે આપણે હાલ કામ નથી. આ ક્રમની શરૂઆત સરસ્વતી દેવીના બુદ્ધિશાળી પુત્ર કાલિદાસથી થઇ હતી. તેનાં રચેલાં ત્રણ નાટકો હાલ આપણી જાણમાં છે અને તે (૧) અભિજ્ઞાન શાકુન્તલ (૨) વિક્રમોર્વશીય અને (૩) માલવિકાગ્નિમિત્ર છે; તેમાંનું પહેલું અહીંજ નહિ પણ અન્ય દેશોમાં ઘણી વિખ્યાતિને પામ્યુંછે. અહીંના લોકો કાલિદાસને જેટલા કવિઓ તેના પહેલા થઇ ગયા અને પછી થયા તે સર્વમાં શ્રેષ્ઠ ગણેછે. તેટલુંજ નહિ પણ વિદેશી ઇંગ્રેજી અને જર્મન સ્કોલરો અને તત્વ વેત્તાઓએ તેની સ્તુતિ અને વખાણ રૂપે બહુ સ્વૈચ્છિક ઉભરા કહાડયાછે. સર મોનીઅર વીલીઅમ્સ કાલિદાસને શેકસ્પીઅર સાથે સરખાવેછે અને તેને હિંદુસ્થાનનો શેકસપીઅર કહેછે, જે વિદેશી ટીકાકારોને હાથે અપાતી પ્રશંસાઓમાં બેશક ઘણીજ ઉંચા પ્રકારની છે. તે શાકુંતલ નાટક વિશે લખતાં કહેછે કે " કાલિદાસની બીજી એકે કૃતિ, તેની કાવ્ય શકિતની સમૃદ્ધિ, તેની કલ્પના શક્તિની રેલછેલ, તેના બુદ્ધિ વિલાસનો ઉત્સાહ, મનુષ્યના હૃદયનું સંપૂર્ણ જ્ઞાન, તેના સુધરેલા અને કોમળ ભાવનું બારીક સમજવાળું ગુણજ્ઞાન, તેના પરસ્પર વિરોધી વૃત્તિઓની ક્રિયાઓ અને પ્રતિક્રિયાની માહિતી વધારે દર્શાવતી નથી—ટુંકામાં હિંદુસ્થાનના શેકસ્પીઅર તરીખે ગણવાને તેને વધારે અધિકારી બનાવે છે."

કાલિદાસની ઉત્કૃષ્ટતા.

૨૧. હવે આપણે કાલિદાસની કવિતા, તેની શૈલી અને વાણીનું સામાન્ય રીતે વિવેચન કરીએ. તેની કાવ્ય શકિતએ સંસ્કૃત કવિતાને સૌથી ઉંચા પ્રકારની સફાઈ અને સંસ્કારવાળી બનાવીછે. તેની શૈલી ખાસ કરીને શુદ્ધ અને સંસ્કાર પામેલીછે. તે સ્વભાવિક છે, અને સ્પષ્ટતાની સાથે સંક્ષિપ્તતાથી અંકિત

થએલી છે. તેનાં લખાણો જે, શોભા અને યોગ્યતાની બાબતમાં અપૂર્વ ઉપમાઓથી, અને સત્વથી ભરપૂર સામાન્ય ઉકિતઓથી સુ-શોભિત થએલાં છે, તેમાં વાકયની અકૃત્રિમ સરળતા અને સુગમ-તાથી પ્રવાહરૂપે વહેતી ભાષા જોવામાં આવેછે. તેની વાકય રચનામાં લાંબા સમાસ, ગુંચવણ ભરેલી પદ યોજના, અને શ્રમ સાધિત અલંકારનો ખાસ કરીને અભાવ જોવામાં આવેછે, અને શબ્દ શ્લેષ પણ ઘણા થોડા જોવામાં આવેછે. કાલિદાસ ' ઉત્કૃષ્ટ ' અને ' સુંદર ' ના વર્ણનમાં બીજા કવિઓ કરતાં ચઢી જાયછે. " કવિતાનું જીવન તત્વ કુદરત છે " એ નિયમ સઘળા ટીકાકારોએ માન્ય રાખેલો છે, અને આ બાબતમાં જુઓ તો કાલિદાસ ખરેખરી રીતે કુદરતનોજ કવિ છે. એની વર્ણન શકિત અથાગ છે, અને શાકુન્તલના કેટલાક પ્રવેશમાં, અને મેઘદૂત અને રઘુવંશનાં કેટલાંક વર્ણનો એવાં હદ છે કે વાંચનારને તે મોહ પમાડી દેછે.

**કાલિદાસ અને ભવભૂતિ.**

૨૨, કાલિદાસની સાથે તુલના કરી શકાય તેવો બીજો કવિ ફકત ભવભૂતિજ છે. વિક્રમના પ્રતાપી ક્રમનો જેવી રીતે કાલિદાસ પહેલો કવિ છે તેવી રીતે ભવભૂતિ છેલ્લો છે, અને જો કે કવિ તરીખે કાલિદાસને ઉંચી પદવી આપી શકાય તોપણ નાટય કવિ તરીખે તો ભવભૂતિ કાલિદાસને ચઢી જાયછે. તેણે લખેલાં ત્રણ નાટકો ગણાય છે. (૧) મહાવીર ચરિત, (૨) ઉત્તરરામ ચરિત અને (૩) માલતી માધવ; તેમાં ઉત્તરરામ ચરિત ઉંચી પંકતિમાં મેલવા જેવું છે. સીતાનો ત્યાગ અને પુનઃ સ્થાપનનું તેમાં વર્ણન છે અને તે આખી સંસ્કૃત ભાષામાં ઘણુંજ બળવાન અને કરૂણાત્મક પુસ્તક છે, અને આ નાટકના કર્તા તરીખે પંડિતજનોએ ભવભૂતિને માટે **'उत्तरे रामचरिते भवभूति र्विशिष्यते '** એવો મત ઉચ્ચારેલો છે. આ બે કવિઓને યોગ્ય રીતે સંસ્કૃત નાટકના કર્તાઓમાં અગ્રેસર ગણેલાછે. બે એ ઉંચા પ્રકારની શકિતવાળા અપૂર્વ કવિ હતા. કવિતાની સ્વભાવિક શૈલીના બે એ જણ એક્કા હતા, અને શબ્દોની પસંદગીમાં સરખી રીતે કુશળ હતા. ભવભૂતિની શૈલી થોડે અંશે પ્રયત્ન વિરચિત છે, અને કેટલીક જગાએ તેમાં લાંબા સમાસ જોવામાં આવેછે, પણ તે બાબતમાં તો તે

કવિ પોતાના વખતના વલણથી અજાણપણાથી દોરાએલો હતો. જો કાલિદાસનાં બુદ્ધિવિલાસ અને કલ્પના શક્તિ ઉંચાં પ્રકારનાં હતાં તો ભવભૂતિ વધારે રસિક અને ભાવિક છે. કાલિદાસ શૃંગાર રસના વર્ણનમાં શ્રેષ્ટ છે, ત્યારે ભવભૂતિ કરૂણ અને વીરરસ ચિતરતી વખતે પોતાના ખરેખરા વિષયમાં હોયછે. ભવભૂતિ કરૂણ રસાત્મક નાટક બનાવી એક રીતે અવિહિત મતાનુયાયી થયો છે, પણ તે બીના કોઈ પણ રીતે તેની વિરૂદ્ધ જતી નથી. બીજા રસની તેણે સમૂળગી અવગણના કરી નથી. શૃંગાર અને વીર રસને પણ તેણે કેટલેક અંશે જગા આપેલી છે, અને બીજા રસો પણ અહીં તહીં જોવામાં આવેછે, પણ આ સર્વ મુખ્ય રસના આધીન છે, અને નાટકની રચના એવી કૌશલ્યથી ભરેલી છે કે તેઓ મુખ્ય રસને શણગારવાનું કામ સારેછે. કુદરતના કવિ તરીખે અને આબેહુબ ચિત્રના નિરૂપણ કરનારા તરીખે ભવભૂતિ કોઇ પણ રીતે ઉતરે તેમ નથી. કાલિદાસનાં નાટકોનો ઉદ્દેશ પોતાના વખતની પ્રજાની જીંદગીનાં ખરાં ચિત્ર આપવા તરફ જણાતો નથી, ત્યારે તેથી ઉલટું ભવભૂતિનો ઉદ્દેશ ખાસ તેવો જણાયછે. કાલિદાસનાં પાત્ર ધારણામાં અદ્‌ભૂત અને કાલ્પનિક હોયછે, ત્યારે ભવભૂતિનાં વધારે વાસ્તવિક અને વિવિધ પ્રકારનાં હોયછે. વિદ્વાન્ પંડિત ડૉ. ભાંડારકર એનો ભેદ આ પ્રમાણે બતાવેછે. "કાલિદાસની વિચાર શકિત વધારે છે, અને તે ભવભૂતિ કરતાં વધારે નિપુણ છે. ભવભૂતિ જે વિચારને બળવાન્ ભાષાથી પ્રકાશ કરેછે તેનો કાલિદાસ સૂચનાજ માત્ર કરેછે. ભવભૂતિનાં પાત્રો રોઇ શકે, ત્યારે કાલિદાસનાં બહુ બહુ તો થોડાં આંસુજ પાડે. સંસ્કૃત ટીકાકારોના શબ્દમાં કાલિદાસનો રસ શબ્દના લક્ષ્ય અથવા વ્યંગ્ય અર્થથી (અભિવ્યકત થાયછે) દેખાડવામાં આવેછે, ત્યારે ભવભૂતિનો ફક્ત વાચ્ય અર્થથીજ બતાવવામાં આવેછે."

**ગુજરાતી નાટકો.**

૨૩ હવે આપણે અત્રે ઇંગ્રેજી અને સંસ્કૃત નાટકનું વર્ણન પૂર્ણ કરીએ છીએ. જો કે આ વિવેચન ઘણું સંક્ષિપ્ત અને અપૂર્ણ છે, તોપણ મ્હારા માનવા પ્રમાણે વાંચનારને તે સમયના નાટકોનો સામાન્ય વિચાર આપવાના હાલના કાર્યને માટે તે પુરતું ગણાશે. હવે ગુજરાતી નાટકોની સ્થિતિ તરફ આપણું લક્ષ દોડાવી-

એ. તે વિષયપર રા. રા. કૃષ્ણરાવ ભોળાનાથ દિવેટીઆએ ગુજરાત સાહિત્ય પરિષદ્ને માટે લખેલો 'નાટકો અને રંગભૂમિ'પરનો નિબંધ, જે આ વરસના 'બુદ્ધિ પ્રકાશ'ના અંકમાં છપાયો છે, તેમાં ઘણી સમર્થ અને વિદ્વતાવાળી ચર્ચા ચલાવેલી છે, અને તે વિષયનું એવું સંપૂર્ણતાથી પ્રતિપાદન કર્યું છે કે તેનાથી કાંઇપણ વધારે ખબર આપવી અશક્ય છે; તોપણ આ પ્રસ્તાવનાના પ્રથમ જણાવી ગએલા હેતુને પૂર્ણતાએ પહોંચાડવાને તેમાંથી કેટલાક અગત્યના ફકરા લઇ તેની પૂરવણી તરીખે તેમાં કેટલીક જગાએ થોડું વધારી આ વિષય સમાપ્ત કરીશું. તેમાંથી લીધેલા ભાગપર અવતરણ ચિન્હ મેલેલાં છે.

૨૪ હાલનાં નાટકોપર વિવેચન કરવાને જોઇતાં સાધનોની ઘણી ખોટ છે. એક તો તે વિષયપર જોઇએ તેટલું લખાયું નથી, અને બીજું, જે નાટકો થએલાં છે તેમાંનાં ત્રીજા ભાગના નાટકોની પણ ચોપડીઓ છપાએલી નથી. "મધ્યકાલીન નાટકો કાંઇ જણાતાં નથી. પ્રેમાનન્દે કાંઇ નાટકો ગુજરાતીમાં રચ્યાં છે એમ કેટલાક શોધકો માનેછે" પણ તેનો કાંઇ નક્કી નિર્ણય થયો નથી. આવી ગરબડના પરિણામે "જે કાંઇ ચર્ચા થાય તે ઘણે અંશે દરેક વ્યક્તિના અવલોકન અને અનુભવના પરિણામ રૂપેજ થઇ શકે એમ છે."

**હાલના ગુજરાતી નાટકોની સ્થિતિ.**

૨૫. "નાટ્ય પ્રયોગના વિજયનો પ્રથમ આધાર તેની રચના ઉપર છે, કારણકે સંગીત અને નાટયકળા બન્ને આશ્રિત કળાઓ છે. બન્ને કલાઓ કવિ અને નાટકના લેખકની કલાને આશ્રયેછે. કવિતા સારી હોય તો સંગીત સારૂ થવાનો સંભવજ છે. તેમજ નાટકનો ગ્રંથ સારો હોય તો તેનો પ્રયોગ સારો થવાનો સંભવ છે. રચના નિરક્ષર જનની કરેલી હોય, તેમાં વસ્તુ સંકલનાનું ઠેકાણું ન હોય, વ્યાપાર–ક્રિયાની ઐકયતા ન હોય, પાત્રની યોગ્ય યોગ્યતા ન હોય, દૃશ્ય નિરર્થક હોય, રચનાઓનો હેતુ અધમ...હોય, તો તેનો પ્રયોગ ગમે તેવા ઉત્તમ પાત્રને હાથે પણ સારો ન થાય એ સહજ સમજાય તેવું છે. તેમ સંગીત કળામાં છે. ગીત નિરસ, અર્થહીન, ક્ષુલ્લક હોય...તેજ રીતે નાટયકળાનું સમજવું. હાલને પ્રસંગે, ગુજરાતી રંગભૂમિની સ્થિતિ ઘણીજ ખેદ

જનક—સહૃદય જનને ખેદજનક છે, એમ સામાન્ય રીતે કહી શકાય."

૨૬. સંસ્કૃત નાટય સાહિત્યના નિયમોથી નિયમિત થએલાં નાટકોનું કાળે કરીને ઉતરતે દરજ્જે પોકતાં હાલના નાટકના આરંભ રૂપે પ્રથમ ભવાઇઓનું દર્શન થાયછે. " જે કાળમાં નાટક નહોતાં, તે કાળમાં ભવાઇ બહુ લોકપ્રિય હતી " અને તેમાં જેવી રીતે કેટલાક ગુણ જણાતા, તેવી રીતે દોષ પણ માલુમ પડતા હતા. " હાલની નાટકમંડળીઓમાં જેવા પ્રયોગ થાયછે તેવા પ્રયોગો પ્રથમ મુંબાઇમાં થવા માંડયા...અને આ બાબતમાં પ્રથમ પારસીઓએ આરંભ કર્યો. "

**આધુનિક સ્થિતિ પર વિવેચન.**

૨૭. ગુજરાતીમાં નાટય પ્રયોગો ભજવતી હાલમાં સાત મંડળીઓ મુખ્ય છે. તે મુંબાઇની 'બાલીવાળાની,' 'ખટાઉની', 'ગુજરાતી નાટકમંડળી', અમદાવાદની 'દેશી નાટક સમાજ,' અને 'દેશી નાટક કંપની લી૦', મોરબીની 'આર્યસુબોધ નાટકમંડળી' અને વાંકાનેરની 'આર્ય હિતવર્ધકમંડળી, એ પ્રમાણે છે.

૨૮. પહેલી બે પારસી લોકોની સ્થાપેલી છે, અને તેમાં પાત્રજનો ઘણાખરા પારસીજ છે. આમાં "નાટકની વસ્તુ, વસ્તુ સંકલના, દૃશ્ય હેતુ વિગેરે સર્વ ઉંચા પ્રકારનાં છે. " પાત્રજનો બીજી કંપનીમાં છે તેના કરતાં વધારે સારી રીતે કેળવાએલા છે, અને ભાવદર્શન તેમાં ઠીક છે, અને તેથી કરીને તે લોકોનું મન રંજન કરવામાં સારી રીતે ફત્તેહ પામી છે, તોપણ " તેમાં સંગીત કવિતાનો અભાવ, રચનામા લઘુ ગુરૂનો અનાદર, વિગેરે અનેક દોષો તેમાં જોવામાં આવેછે. "

૨૯. મુંબાઇ ગુજરાતી નાટક મંડળીના મૂળરૂપ નાટક ઉત્તેજક મંડળીના ઉત્તેજકોમાં શેઠ કેખશરૂ નવરોજી કાબરાજી, રા. રા. મનસુખરામ સૂર્યરામ ત્રિપાઠી, અને રા. રા. રણછોડભાઇ ઉદયરામ વિગેરેનાં નામ જોવામાં આવેછે. શરૂઆતમાં તેમાં હરિશ્ચંદ્ર, નળદમયંતી, વિગેરે રા. રા. રણછોડભાઇ ઉદયરામનાં રચેલાં નાટકો ભજવાતાં હતાં, અને તેનું સ્વરૂપ તેમાં સ્વીકારાએલી ચાલનાં ગીતના લીધે તેમજ ભાવદર્શન, ભાષા અને સંગીત ઠીક હોવાને લીધે સાહિત્યની અગત્યતા મેળવી શકેછે, પણ સામાન્ય જનસમૂહને તેની ગાનપદ્ધતિ સા-

માન્ય લાગવાને લીધે તે બહુ આનંદજનક થયાં ન હતાં. ત્યાર પછી રા. દયાશંકરે મુંબાઇ ગુજરાતી નાટક મંડળી સ્થાપી અને તેમાં જે નાટકો ભજવાવા માંડયાં તે ઇતિહાસ અને પુરાણુ-ની વાર્તાઓને આધારે રચેલાં નહતાં, પણુ નાટયકારોએ પોતાની કલ્પનાથી નવાં રચેલાં નાટકો રંગભૂમીપર મેલલા માંડયાં. આ અને હાલમાં જે નાટકો તે કંપનીમાં ભજવાયછે તેમાં ઘણા દોષ છે, નાટકની રચના, કવિતા, સંગીત તેમજ ભાષા ઘણા ઉતરતા પ્રકાર-ની છે, અને તેવાં નાટકો થવું જોઇએ તે પ્રમાણે ભાગ્યેજ લાંબા સમય સુધી લોકોનાં મનપર અસર કરી શકેછે. સાહિત્યની ઉન્નતિ-માં આવાં નાટકો કેટલે અંશે મદદગાર થઇ પડે તે કાંઇ સમજવું મુશ્કેલ નથી. જો કે, ફક્ત થોડા સમય માટે રંગભૂમિની ભપકાદાર રચનાથી, વિચિત્ર જાતની રાગ રાગણીઓના આકર્ષણથી, કેટલાક પાત્ર જનોના સારી રીતે વેશ ભજવવાથી, અને હાવભાવથી, નાટક-ના પ્રેક્ષકોમાંના ઘણા ભાગે જેઓ અસભ્ય રસ અને તેના અંગી-ભૂત ચાળા ચેટકમાં મઝા માનનારા હોયછે, તેવાઓનો ધન્યવાદ અને તેના પરિણામે પૈસો સારો મેળવી શકેછે તેમાં કાંઇ શક નથી.

૩૦. મોરબી નાટક કંપનીના સ્થાપક રા. વાઘજી આશારામ ઓઝા હતા. તે કંપનીનાં ઘણાંખરાં નાટકો આખાં છપાએલાં છે. શરૂઆતમાં " સંગીત નિરસ, ઉતરતી પંકિતનું, કર્ણને કર્કશ, અને હૃદયને જુગુપ્સાજનક હતું, તોપણ તે વખતે ઘણા લોકો તેનાથી પ્રસન્ન થયા........તે વખતની તેની અને હાલની સ્થિતિમાં જો-તાં વીસ વર્ષમાં તેણે ઘણો સુધારો કર્યો છે, " પણ તે એટલો બધો અગત્યનો નથી. " આ મંડળી કાઠીઆવાડમાં જન્મ્યાથી કેટ-લાંક હાલનાં રાજ્યોની સ્થિતિનાં ચિત્ર આપનારા પ્રયોગો તે કરેછે, તે કાંઇક આનન્દ જનક થાયછે ખરાં."

૩૧. વાંકાનેર મંડળી " વાંકાનેરના રાજ્યસ્થાનમાં ઉત્પન્ન થઇ ગુજરાતમાં સર્વત્ર ફરેછે " અને તે ઘણા ભાગે ઉપર લખેલી મંડ-ળીને મળતીજ છે. " એકંદરે આ મંડળીમાં ભૂષણુ થોડાંજ છે. બીજી મંડળીઓના દૂષણુ હોવા ઉપરાંત ભૂષણુના અભાવે આ મંડળી છેલ્લી પંકિતમાં મૂકવા યોગ્ય છે. " તો પણુ તેના હાલના ધાર્મિક

વિષયોપર ખેલ ભજવવાને લીધે લોકપ્રિય થવા પામીછે, પણ તે ખેલોમાં પણ સાહિત્યની નજરથી તપાસતાં કંઇ દમ જણાતો નથી.

૩૨. દેશી નાટક કંપની લીં૦ અત્રેના રહેવાશી રા. ધેલાભાઇ-ના હાથ નીચે ઉભી કરેલી જોઇન્ટ સ્ટોક કંપનીનું પરિણામ છે, અને તે બે વરસથી હયાતિમાં આવીછે. તે કંપનીએ અત્યાર સુ-ધીમાં ત્રણ ચાર ખેલ ભજવ્યાછે, અને તેને પણ ઉપરની બીજી કંપનીઓને માટે લખેલી ટીકા થોડા ઘણા ફેરફાર સાથે લાગુ પડેછે.

૩૩. આપરથી સર્વેને વિદિત થશે કે ગુજરાતી નાટકોની અવસ્થા (status), જે કેટલાંક સંસ્કૃત નાટકોમાંથી સાક્ષર લેખકોને હાથે ગુજરાતીમાં ભાષાન્તર થએલાંછે તેમજ અસલ લખાએલાંછે, જેનું ટુંકું બ્યાન હવે પછી આપીશું તે બાદ કરતાં ઘણીજ ઉતરતા પ્રકારની છે. અને તે નાટકની દશા સુધારવા હાલના સમયમાં જો કોઇએ કાંઇ પ્રયત્ન કર્યો હોય તો તે રા. ડાહ્યાભાઇ ધોળસાજી ઝવેરી છે. તે અત્રેની દેશી નાટક સમાજના સ્થાપક હતા. કોલેજમાં અભ્યાસ કરી ઉંચું શિક્ષણ મેળવેલું હોઇ તે સંસ્કૃત, ઇંગ્રેજી અને ગુજરાતીનું સારૂ જ્ઞાન ધરાવતા હતા, અને તેથી ભાષાપર સારો કાબુ મેળવેલો હોવાથી તેમજ રસ રાગનો સારો પરિચય મેળવેલો હોવાથી તેમનાં રચેલાં નાટકો વિદ્વત્તા વાળાં અને ઉંચી પંક્તિમાં મેલી શકાય તેવાં છે. જો કે રા. રા. ડાહ્યાભાઇએ "સામાન્ય શ્રોતા વર્ગની રૂચિને અનુકુળ થવા માટે રચનામાં પોતાની સુરૂચિનો જાણી જોઇને અથવા અજાણતાં અનાદર કરી નિરર્થક દૃષ્ય ચિત્રો દાખલ કર્યાં છે " તો પણ એકંદરે જોતાં આ દિશામાં તેમણે સારૂં કામ બજાવ્યું છે, અને જો વધારે જીવ્યા હોત તો તે ગુજરાતી નાટકની સ્થિતી બહુ સારી રીતે સુધારી દેત એમાં સંશય નથી.

૩૪. પણ એટલું ઘણુંજ શોચનીય છે કે એવા નાટકોની ગુજરાતી સાહીત્યમાં ઘણી ખોટ છે; કારણ કે તેમાંનાં એકે પૂરાં છપાઇને પ્રસિદ્ધિને પામ્યાં નથી. જે નાટકો છપાયછે તેનાં ગા-યન માત્ર છપાયછે. આમ થવાનાં બે કારણો હોવાં જોઇએ. એક તો નાટક પૂરૂં છપાવાથી પછી તે જોવાને માટે એટલી બધી જીજ્ઞા-સા રહે નહિ, અને તેથી આ નાટ્યકારોની ઉપજમાં ખોટ આવવા-નો તેમને ભય રહેતો હોય. અને બીજું એ કે આખી ચોપડી છ-

પાયાથી આજકાલની ઉભી થએલી કંપનીઓથી તે પુસ્તકોમાંથી તફડંબાજી થવાનો ભય રહેતો હોય. પણ મ્હારા ધાર્યા પ્રમાણે પાછળની દહેશત બહુ સબળ નથી, અને પહેલી બાબતને માટે મ્હારૂં એટલુંજ કહેવું છે કે સ્વભાષાનું સાહિત્ય સુધારવા માટે થોડો આત્મભોગ કરવો પડે તો તેને માટે સહૃદયજને પાછી પાની કરવી જોઇતી નથી, અને વિશેષમાં આ ખોટ કાંઇ એટલી બધી ગંભીર પ્રકારની નથી, અને તેનો બદલો ઘણે અંશે છપાએલા પુસ્તકોનું વેચાણ થવાથી મળી શકે એમ છે. એતો નક્કી વાત છે કે કોઇપણ પુસ્તકને સાહિત્યના પુસ્તક તરીખેની હમેશની કિમ્મત આપવી હોય તો તેની કુશળ હાથે સારી આવૃત્તિ પ્રસિદ્ધ થવાની પહેલી જરૂર છે. પ્રખ્યાત ઇંગ્રેજી તત્ત્વવેત્તા લૉર્ડ બેકન તેની 'એડવાન્સમેન્ટ ઑફ લર્નીંગ'માં વિદ્યા વધારવાના કાર્યમાં પુસ્તકાલય અને પુસ્કોને અગત્યની જગા આપેછે. તે નીચે પ્રમાણે કહેછે.

"વિદ્યાના પ્રચારને માટે કરવાનાં કાર્ય ત્રણ બાબતો સાથે સંબંધ ધરાવેછે. (૧) વિદ્યાને માટે સ્થળ (૨) પુસ્તકો અને (૩) વિદ્વાન્ શિક્ષકો. કારણ કે જેમ પાણી, ગમે તો તે આકાશનું જળ હોય કે જમીનના ઝરાનું હોય, તેને કાંઇ રોકી રાખે એવી જગામાં, જયાં તે સંયોગથી પોતાને જાળવી શકે અને ટકાવી શકે, ત્યાં એકઠું કરવામાં ન આવ્યું હોય તો તે વિખરાઇ જઇ જમીનમાં સમાઇ જાય, અને તે કારણસર મનુષ્યના ઉદ્યોગે બંધારા, નહેરો, ટાંકીઓ અને જળાશયો બનાવ્યાં છે, જેને શોભા અને રૂચિના, તેમજ ઉપયોગ અને જરૂરના કાર્યોથી સુશોભિત કરવામાં આવેછે; તેજ પ્રમાણે આ વિદ્યારૂપી ઉત્કૃષ્ટ સુધા, ગમે તો તે ઇશ્વર પ્રેરણામાંથી અથવા તો તે મનુષ્ય બુદ્ધિમાંથી ઉતરી આવ્યો હોય, તેને પુસ્તકો, દંતકથાઓ, સંવાદો અને ખાસ નિર્માણ કરેલી જગાઓ જયાં તેને ભેગુ મળી સુધરવાને વ્યવસ્થિત સ્થળ અને તક મળે ત્યાં સંભાળીને રાખવામાં ન આવ્યું હોય, તો જલદીથી તે નાશ પામે અને અંધારામાં લય પામે." આગળ પુસ્તકોના સંબંધમાં બોલતાં તે કહેછે કે "પુસ્તકને લગતાં કાર્ય બેછે. (૧) પુસ્તકાલય, જે દેવસ્થાન સમાન છે, અને જયાં સદ્‌ગુણથી ભરેલા, અને તે પણ કપટ અને પાખંડ શિવાયના પુરાણા સાધુજનોનાં સ્મારક ચિન્હ જળવાયછે, અને (૨) વધારે શુદ્ધભાવ, વધારે સાચાં ભાષાન્તરો, વધારે ઉપયોગી

ટિપ્પણ, અને વધારે શ્રમ વિરચિત ટીકાઓવાળી ગ્રંથકર્તાના પુસ્તકોની આવૃત્તિઓ. " તેટલા માટે તે કંપનીના હાલના વ્યવસ્થાપકને રા. ડાહ્યાભાઈનાં સર્વ નાટકોનું નિપુણજન પાસે સંશોધન કરાવી, સાહિત્યના પુસ્તકોને માટે જોઇતા ફેરફાર તેમાં કરાવી તેઓની આખાં પુસ્તકોની સારી આવૃત્તિ તેમણે છપાવી પ્રસિદ્ધ કરવી એવી ભલામણ અસ્થાને નહિ ગણાય. વળી આ કંપનીના સંબંધમાં રા. રા. કૃષ્ણરાવે બીક બતાવી છે કે રા. ડાહ્યાભાઈના મરણથી તેમની વિદ્વત્તાના લાભની ખામીને લીધે હાનિ થવાનો સંભવ છે; જો કે આવી બીક રાખવાનું કારણ કેટલેક અંશે ખરૂં છે, તોપણ અમારા સાંભળ્યા પ્રમાણે તે નાટક કંપનીના હાલના વ્યવસ્થાપક રા. ચંદુલાલ સહૃદય જન છે અને તેમણે રા. ડાહ્યાભાઇના પગલે ચાલવાનો નિશ્ચય કરેલો છે, તેથી કરીને એ કંપની ભવિષ્યમાં તેણે મેળવેલું યશ જાળવી રાખશે એવી આશા છે.

૩૫. હવે જે લખાએલાં નાટકો પ્રસિદ્ધિને પામ્યાંછે તેની થોડી નોંધ લઇને આ વિષય પૂર્ણ કરીએ. " ગુજરાતી સાહિત્યના નાટકોના બે મુખ્ય ભાગ છે, એક તો ભાષાન્તર, અને બીજો કલ્પનાથી લખાએલાંછે તે. ભાષાન્તરમાં કાલિદાસ અને ભવભૂતિનાં નાટકો આવેછે. શાકુન્તલ નાટકનું પ્રથમ ભાષાન્તર સ્વર્ગસ્થ રા. ઝવેરીલાલ ઉમીઆશંકર યાજ્ઞિકે કર્યું હતું. " આ ઉપરાંત આ નાટકનાં ભાષાન્તર મરહુમ રા. નર્મદાશંકર લાલશંકર કવિએ અને રા. દલપતરામ પ્રાણજીવન ખખ્ખરે કર્યુંછે. કાલિદાસના વિક્રમોર્વશીયનું ભાષાન્તર રા. રણછોડભાઇ ઉદયરામે પ્રથમ કર્યું, અને બીજું રા. કીલાભાઇ ઘનશ્યામ ભટે કર્યુંછે. ભવભૂતિના ઉત્તર રામચરિત અને માલતી માધવનાં ભાષાન્તર મરહુમ મણીલાલ નભુભાઇએ કરેલાંછે. વેણી સંહારનું ભાષાન્તર ગુજરાત વર્નાકયુલર સોસાઇટીએ કરાવેલુંછે. શૂદ્રકના મૃચ્છકટીક નાટકનું ભાષાન્તર રા. બાળાશંકર ઉલ્લાસરામ કંથારીઆએ કરેલું છે, અને મુદ્રા રાક્ષસનું ભાષાન્તર હાલના સાક્ષર શ્રી રા. કેશવ હર્ષદ ધ્રુવનું કરેલું છે. આ બધા ભાષાન્તરોમાં સ્વર્ગસ્થ મણીલાલ નભુભાઇનું ઉત્તર રામચરિત અને રા. કેશવ હર્ષદ ધ્રુવનું મુદ્રારાક્ષસનું ભાષાન્તર ઉંચી પંક્તિમાં મેલવા જેવાંછે. છેલ્લા ગૃહસ્થને માટે તો એટલુંજ કહેવું બસ છે કે મૂળ ભાષામાંથી બીજી ભાષામાં ભાષાન્તર થવાથી પુસ્તકને જે અત્યંત હાનિ થાયછે તેનું

તે સફળતાથી નિવારણ કરી શક્યા છે એટલુંજ નહિ પણ તેમના આ નાટકના તેમજ અમરૂ શતક અને ગીત ગોવિંદનાં ભાષાન્તર જોવાથી માલુમ પડેછે તે પ્રમાણે તેઓ મૂળ પુસ્તક કરતાં પણ કેટલીક અવનવી ખુબીઓ તેમના ભાષાન્તરમાં આણી શક્યાછે જે બીના સર્વ જનોને સુવિદિત છે.

૩૬, અસલ નાટકોમાં કવિ દલપતરામનું લક્ષ્મી નાટક અને રા. રણછોડભાઇ ઉદયરામનું લલિતા દુઃખદર્શક નાટક માલુમ પડેછે, જેમાંનું પાછળનું તે સમેયે ઘણું લોકપ્રિય થયું હતું. ત્યાર પછી રા. રણછોડભાઇનાં રચેલાં જયકુમારીવિજય, ઉત્તર જયકુમારી, હરિશ્ચંદ્ર, નળદમયંતી, મદાલસા અને ઋતુધ્વજ, અને પ્રેમરાય અને ચારૂમતી, એટલાં જોવામાં આવેછે. પાછળનાં "ચારે ઉંચી પંક્તિમાં મેલી શકાય તેવાં છે. રા. રણછોડભાઇનું નામ નાટક શબ્દ સાથે એટલું બધું જોડાઇ ગયું હતું કે નાટક લખનાર તરીખે એકલા એ ગૃહસ્થ સુપ્રસિદ્ધ થયા હતા. એમની રચનાઓ ઉંચી પ્રકારની હતી ખરી; પરંતુ ખરેખરૂં ઉતમ ગુજરાતી નાટક લખાયું તે મરહુમ રા. મણીલાલ નભુભાઇ દ્વિવેદીને હાથે જે 'કાન્તા' ને નામે સુપ્રસિદ્ધછે તે છે. એગ્રન્થમાં નાટક લેખનની જે જે કુશળતા હોવી જોઇએ તે સર્વ જોવામાં આવેછે " વિશેષમાં તે નાટકમાં તેમણે ગુજરાતી ભાષામાં અનુપ્રાસ રહિત ( blank ) કવિતાની જે નવી પદ્ધતિ દાખલ કરીછે તે ઘણીજ સ્તુત્ય અને આવકારદાયક છે.

**નાટકની અગત્યતા.**

૩૭ હવે આપણે સંસ્કૃત, ઇંગ્રેજી, અને ગુજરાતી નાટકની હકીકત અહીં સમાપ્ત કરી નાટકની આવશ્યકતા વિષે વિચાર ચલાવીએ. આપણે આગળ કહી ગયા છીએ તે પ્રમાણે કવિતાની અગત્યતા તો સર્વ કોઇને માલુમ પડી હશે. તેનો ધર્મ આનંદની સાથે શિક્ષણ આપવાનો છે, ત્યારે કવિતાના પેટા ભાગમાં પડતા નાટકનો પણ ઉદ્દેશ તેવોજ હોય તેમાં કાંઇ સંશય નથી, અને વિશેષમાં તે, જગતના બનાવો ભજવી બતાવી તેના ચિત્રનું વર્ણન સાક્ષાત્કાર કરાવવાથી વધારે હદ્ય અને અસરદાયી નીવડે તે દેખીતુંજ છે. નાટકનું આ કર્તવ્ય કાંઇ જેવું તેવું નથી. નાટકની આવશ્યકતા સર્વ દેશમાં સર્વ કાળમાં ગણાએલી છે. તેટલા માટે ઉંચી પંક્તિનાં નાટક અને સારી રીતે કેળવાએલા પાત્ર વર્ગની ખાસ જરૂર છે, અને તે અર્થે

પાર પાડવા માટે સર્વથા યત્ન કરવે જોઇએ.

૩૮. આ પ્રમાણે નાટકનો ઉદ્દેશ હમેશાં જનસમૂહની સ્થિતિ સુધારવા તરફ હોવો જોઇએ. આ હેતુ પાર પાડવા માટે પુરોણોક્ત અને ઐતિહાસિક વાર્તાઓ લઇ નાટકો રચવામાં આવે, જેમાંથી બોધ લેવા જેવું ઘણું મળી આવેછે, તેમજ કલ્પનાથી વસ્તુ જોડી કહાડી લોકોની ચાલુ સ્થિતિનું દિગ્દર્શન આપી તેનું તાદૃશ્ય ચિત્ર બતાવતાં તેની ખામીઓ સ્પષ્ટીકરણ કરી તેને સુધારવાનો માર્ગ દેખાડવાનો પ્રયત્ન કરવામાં આવે. મ્હારા ધાર્યા પ્રમાણે પાછલો માર્ગ લોકોની સામાન્ય સ્થિતિ સુધારવાને માટે વધારે સુતર અને અનુકુળ થઇ પડે તેમ છે. છેવટે આ કામ બરોબર પાર પાડવા માટે પ્રત્યેક નાટકમાં સદાચારને મળતો બદલો અને પાપને મળતી શિક્ષા આબેહુબ રીતે બતાવવામાં આવવી જોઇએ.

**આ નાટકમાં હાથ ધરેલા સવાલ; તેમાં આપેલા રાજ્યદ્વારી ચિત્રનું હાલની રાજ્યદ્વારી સ્થિતિથી નિરાળાપણું.**

૩૯. આ નાટકની રચના બીજા ધોરણ પર રાખવામાં આવી છે, પણ તેમાં કલ્પનાને પુરતો અવકાશ આપી કેટલીક બાબતમાં હાલની સ્થિતિનું વર્ણન આપવું યોગ્ય ધાર્યું નથી. દાખલા તરીખે આ નાટકનું રાજ્યકીય ચિત્ર હાલના સમયનાથી જુદાજ પ્રકારનું છે અને તેને હાલનાની સાથે કાંઇપણ લેવા દેવા નથી. હિંદુસ્થાનનું હાલનું રાજ્યકીય વાતાવરણ બંગભંગના પરિણામે ઉત્પન્ન થએલા ખળભળાટને લીધે પ્રચંડતાથી ખળભળી ઉઠયું છે, અને આ સમયે વિવિધ જાતનાં બળ જુદી જુદી દિશાઓમાં હિંદુસ્થાનને ખેંચવા યત્ન કરી રહ્યાં છે. એક તરફથી કાયદાને અનુસરી બંધાએલું મંડળ જે 'ઇન્ડીઅન નેશનલ કૉન્ગ્રેસ' ના નામથી ઓળખાયછે તે છેલ્લાં બાવીસ વર્ષથી કાયદેસર લડત ચલાવી લોકોના હક માટે માગણી કરી રહ્યુંછે. બીજી તરફ અહીં આવેલા પરદેશીઓ તે હક અપાએલા જોવાને બહુ રાજી નથી અને તે સબબે તેઓ તેની સામી બાજુએ બીડી રહ્યાછે અને આ લડત પૂરી થઇ રહી નહતી તેટલામાં વળી હમણા એક ત્રીજુંજ ખેદદાયક બળ ઉત્પન્ન થયુંછે જેના વિચાર છેલ્લે પાટલે જઇને બેસવા જેવા છે. આવા સંજો-

ગોમાં કાંઇ પણ વિચાર દર્શાવવો ઘણો જોખમ ભરેલો છે, અને દેશના ડાહ્યા માણસો વિસ્મય ચકિત થઇ પરિણામની વાટ જોઇને બેઠેલા છે. પણ એટલું અહીં કહેવું અવશ્યનું છે કે જે કૃપાળુ જગતનિયન્તાની મરજીથી આવા મોટા દેશનું નશીબ આવી ઉચ્ચ વિચારવાળી પ્રજાના હાથમાં સોંપાએલું છે, તેની કૃપાથી તે પ્રજાના હાથે આપણા દેશને અનેક લાભ થએલા છે, અને હજી ભવિષ્યમાં થવાની વકી છે. તેમના આશય ઘણા ઉમદા છે, તેમનો છેલ્લો હેતુ હિંદુસ્થાનના ઉદય અને સુધારણામાંજ છે, અને તેમના આ ઉદ્દેશનું સત્યપણું અને નિષ્કપટીપણું ઘણી વખતે સિદ્ધ થઇ ગએલાં છે; જો કે તેઓ આપણને આપણા હક આપવામાં સ્હેજ ધીમા છે, તે છતાં તેઓએ આપણને જે ફાયદા આટલા સમયમાં આપ્યાછે તે થોડા નથી, અને જેમ જેમ દિન પ્રતિદિન આપણી અવસ્થા સુધરતી જાયછે, તેમ તેમ કૉન્ગ્રેસ જેવા મંડળની કાયદેસર માગણીઓથી આપણી બધી આશાઓ ધીમે ધીમે પૂર્ણ થવાનો સંભવછે. જે લોકો કૉન્ગ્રેસને કશું કાર્ય બજાવ્યું નથી એમ કહી દૂષિત કરેછે, તે લોકોએ એટલી વાત સ્મરણમાંથી ખસેડવી જોઇતી નથી કે તેણે જે કાયદાના આધારે આપણા રાજ્યકર્તા પાસેથી આપણા હકની માંગણીઓ કરતાં આપણને શીખવ્યું છે, તેમજ રાજ્યદ્વારી સવાલ ચર્ચાતા કરી જે રાજ્યકીય જાગ્રતી અત્યાર સુધીમાં આણીછે તે કાંઇ ઓછું કર્યું નથી, અને તેના પરિણામ રૂપે વાસ્તવિક લાભ કયા કયા થયા તેની વિગતની તપાસ કરવી હોય તો તે વખતે, જે જે પ્રજાઓને અંતનું સ્વાતંત્ર્ય અને તેને અનુસરતું રાજ્ય બંધારણ મળ્યું તે મેળવતાં કેટલાં બધાં વર્ષોનાં વર્ષો વીતી ગએલાં, તે બીના ભૂલી જવી જોઇતી નથી.

**આ નાટકના રાજ્યદ્વારી સવાલનું ચિત્ર.**

૪૦. ઉપરની કલમમાં દર્શાવેલા કારણને લીધે આપણે આ નાટકમાં કલ્પનાથી અંધાધુંધીવાળી રાજ્ય સ્થિતિને કલ્પી કાઢેલી જોઇશું, જ્યાં રાજાનો શબ્દ એજ કાયદો છે અને કાયદા જેવી કાંઇ બરોબર પ્રચાર પામેલી વસ્તુ છેજ નહિ. આવી રીતનું કલ્પેલું રાજ્ય હાલની એકે પ્રજામાં હસ્તિ ધરાવતું નહિ હોય, અને તેને દાખલ કરવાનું કારણ એટલુંજ છે કે એવા વર્ણનના અભાવે એક તો નાટક નિરસ લાગે, અને બીજું

તેવા વર્ણનથી કેટલાંક રાજ્યોમાં ચાલતી ખટપટ, લોકોની સ્વભાવિક લાગણીઓ જેવી કે સ્વદેશ પ્રેમ વિગેરે, રાજાની પ્રજા તરફની ફરજો, રાજાની પ્રશંસા, તેની સત્તાની આડે આવવાથી થતું પાતક અને અપરાધ, વિગેરે બાબતોનું કાંઇક ચિત્ર અપાયું છે. અને છેલ્લું, પણ કોઇપણ રીતે ઉતરતું નહિ તે એક એક તરફ રાજાનો અતિ જુલમ અને બીજી બાજુએ લોકોનો અતિ પ્રમાદ કેવું અનિષ્ટ પરિણામ લાવેછે, અને તેને મધ્યમપક્ષના વિચારશીલ પુરૂષો કેવી રીતે ઠેકાણે લાવેછે તેનું યથાશક્તિ ચિત્ર દર્શાવવા પ્રયત્ન થએલો છે.

**આ નાટકના સાથે સંસારિક અને ધાર્મિક સવાલ.**

૪૧. ત્યારબાદ આ નાટકમાં કેટલાક અગત્યના સંસારિક અને ધાર્મિક પ્રશ્ન હાથ ધર્યા છે તે હાલનાની સંબંધ ધરાવેછે. જુના વિચારવાળા અને નવા વિચારવાળા બેના ગુણદોષનું યથાશક્તિ વિવેચન કર્યું છે અને તે બે પક્ષની સમજુત કરાવવા જેવો કાંઇક પ્રયાસ કરેલો છે. આ બાબત ચર્ચતાં કોઇપણ અમુક વ્યક્તિને દુભવવાનો મ્હારો ઇરાદો છે નહિ, અને તે છતાં જો અજાણતાં તે પ્રમાણે થઇ ગયું હોય તો તેને માટે હું તેઓની ક્ષમા ચાહુંછું. જુના વિચારવાળાનો સર્વ સ્થળે જુનાને વળગી રહેવાનો અત્યાચાર, અને નવા વિચારવાળાની સર્વ સ્થળે નવું દાખલ કરવાની અત્યાતુરતા, તે બેએ નાપસંદ કરવા લાયક છે. કેટલીક જગાએ જુનું કાયમ રાખવાની ખાસ જરૂર છે, તેમજ કેટલેક સ્થળે સુધારો અનિષ્ટ નથી; તે છતાં આપણા સુધારક ભાઇઓના અત્યુત્સુકપણાને માટે મહાત્મા એડ્મન્ડ બર્કના 'ફ્રેન્ચ રેવોલ્યુશન' માં તેણે ફ્રેન્ચ લોકોને જુની સંસ્થાઓનો સદંતર નાશ કરવા માટે જે ઠપકો આપેલો છે તેનો અહીં ઉતારો કરવા રજા લઉંછું.

"તમારૂં રાજ્યબંધારણ તમારા વહીવટની બહાર હતું તે વખતે નિરૂપયોગી થઇ પડી ભાગ્યું હતું તે જાણે સત્ય છે, તોપણ કેટલાક અંશે એક ઉમદા અને પવિત્ર કિલ્લાની દીવાલો અને સર્વ અંશે તેના પાયા તમારા હાથમાં હતા. તમે આ દીવાલોને સમારી શકત; તમે તે જુના પાયા પર બાંધી શકત......તમારા જુના રાજ્યમાં તમને ઘણા ફાયદા હતા; પણ તમે એવી રીતે કામ લેવું

પસંદ કર્યું કે જાણે તમારૂં વ્યવસ્થિત સમાજમાં અંધારણુ થએલુંજ નહતું, અને જાણે સર્વ વસ્તુનો તમારે નવે નામે આરંભ કરવાનો હતો. તમે ખોટી રીતે શરૂઆત કરી, કારણ કે તમારી પાસે જેટલું હતું તે બધાને ધીક્કારવાથી તમે આરંભ કર્યો. તમે મુડી વિના વેપાર કરવા માંડયો......તમારા બાપદાદાઓને માન આપી તમારા પોતાના પંડનેજ માન આપવાનું તમે શીખી શકત. ૧૭૮૯ ના મુક્તિદાયક વરસ સુધી ફ્રેન્ચ લોકોને આજકાલની પ્રજા, અથવા અધમ પરતંત્ર કંગાલ જનની સમાન ગણવાનું તમે પસંદ કર્યું ન હોત. ”

૪૨. હવે આપણે નાટકની અંતર્ગત રચના કેવી હોવી જોઇએ તે પર વિચાર ચલાવીએ. વિદ્વાન્ કવિ ભવભૂતિ તેના માલતી માધવના નાટકમાં સારા નાટકના ગુણ નીચે પ્રમાણે બતાવેછે.

**સારા નાટક· નાં લક્ષણ.**

**भूम्ना रसानां गहनाः प्रयोगाः**
**सौहार्द्रहृद्यानि विचेष्टितानि ।**
**औद्धत्य मायोजितकामसूत्रम्**
**चित्राः कथा वाचि विदग्धताच ॥**

અર્થઃ—“ રસના ભરપૂરપણાથી ગૂઢ પ્રયોગો, મૈત્રીથી મનોહર વ્યાપાર, જેનાવડે કામસૂત્રની યોજના થઇ હોય તેવું ધીટપણું, વિચિત્ર વાતો, અને વાણીનું ચાતુર્ય. ”

તે શિવાય પ્રત્યેક નાટકમાં તેનાં મુખ્ય તત્વ, તેની વસ્તુ, અને પાત્ર જનના ગુણનું ( character ) વર્ણન કરવું તે છે. વસ્તુ સંકલના એવા પ્રકારની હોવી જોઇએ કે એક બીનામાંથી બીજી બીના તેના સ્વભાવિક પરિણામ તરીખે નીકળી આવતી હોવી જોઇએ. એક પાંચ અંકી નાટક હોય તો તેના પહેલા અંકમાં સ્થળ અને મુખ્ય પાત્રો આપણને મળવાં જોઇએ. બીજા અંકમાં નાટકની વાર્તાને વધારવાને નવાં તત્ત્વ દાખલ થાય; ત્રીજામાં ગુંચવણો સાથે વાર્તાનો જમાવ થતો જાય જ્યાં તે તેની ટોચ ( climax ) પર પહોંચે; પછી આસ્તે આસ્તે ઉતરવા ( વળવા ) માંડે, પણ શ્રોતા જનોને અનિશ્ચયતામાં રાખવાને શંકાનાં તત્ત્વ ભેળવવામાં આવે, અને તે પ્રમાણે આખરે અંતને પહોંચે જ્યાં સર્વ વસ્તુઓનો ખુ-

ભાસો થઇ જાય. વિશેષમાં આખા નાટકમાં પ્રત્યેક પાત્રજનના ગુણ દોષની છાપ બરોબર રીતે પડવી જોઇએ.

૪૩. આ સર્વ બાબતો પાર પાડવા મ્હારાથી બની શક્યું તેટલું કર્યુંછે, અને તે સબબથી આ નાટકમાં કેટલીક જગાએ બીજા પુસ્તકોમાંથી અનુકરણ કર્યુંછે જે નીચે પ્રમાણે છે.

( ક ) વસ્તુમાં અનુકરણઃ—પ્રથમ તો વસ્તુસંકલનામાં ચાર પ્રવેશ ઇંગ્રેજી નવલકથાકાર રેનોલ્ડની નવલકથાઓમાંથી લીધેલા છે.

અંક ૪. પ્રવેશ ૧. મદનરાય અને વૈદ્યનો મેળાપ-તેવાજ પ્રકારનું વર્ણન કેનનબરી હાઉસમાં છે.

„ „ પ્રવેશ ૪. કપટવાળી સીડી-તે પણ એજ નવલકથામાંથી લીધેલો છે.

„ „ પ્રવેશ ૧૦. મદનરાયને ફાંશીએ ચઢાવે છે અને તે છૂટી નાશી જાય છે તેની સાથે સરખાવો ‘ કેનેથ ’ નામની નવલ કથામાં એવા.પ્રકારનું વર્ણન.

અંક ૫. પ્રવેશ ૪–૬. જમુનું કબાટમાં ભરાવું અને મરણ પામવું-સરખાવો ‘ રોઝા લેમ્બર્ટ ’ નામની નવલકથામાં કેપ્ટન સાઇડનહામનું તેવી રીતનું વર્ણન.

આ શિવાય બીજું સર્વ વૃત્તાંત મ્હેં જાતે કલ્પ્યું છે.

( ખ ) બીજા પુસ્તકોમાંથી ભાષાન્તર.

અંક ૧. પ્રવેશ ૨.

જીવતો મુઓ છે હીજડો, બોલ્યો નહિ મુખને વિશે
દેશ મ્હારો દેશ મ્હારો, દેશ મ્હારો ચો દિશે.

તે વૉલ્ટર સ્કોટમાંથી “Breathes there a man with soul so dead ” વિગેરેનું ભાષાન્તર છે.

અંક ૧. પ્રવેશ ૩. ‘ કોણ મોહ્યો જગ વિશે, ચાહ્યો નહિ પહેલી મિષે ’ તે પ્રખ્યાત ઇંગ્રેજી નાટચકાર શેકસ્પીઅરના ‘ એઝ યુ લાઇક ઇટ ’ માં “ who but loved that loved not at the first sight ” નું ભાષાન્તર છે.

અંક ૧. પ્રવેશ ૫. નિર્મળસેનના શરૂઆતના ભાષણનો ૧૫ લીટીનો ભાગ તેજ નાટકમાં સીનીઅર ડ્યુકના તેવાજ પ્રસંગે Now my co-mates and brothers in exile ’ વિગે-

રેનું શબ્દે શબ્દનું ભાષાન્તર છે. તે ચોપડી વાંચતાં તેટલો ભાગ મ્હને એવો સરસ લાગ્યો કે તેનું ભાષાન્તર કરી અહીં તેનો ઉતારો કરવાની ઈચ્છા હું અટકાવી શકયો નહિ.

અંક ૪. પ્રવેશ ૯. ધર્મસિંધુ અને નૂતનરાયની મૂર્તિપૂજા પરની તકરારમાં "વ્યાપક નિરાકાર પદાર્થ પ્રગટ થવાથી તેની વ્યાપકતામાં હાનિ થવાનો સંભવ નથી ?" તે સવાલ ને તેનો જવાબ આજથી ચારેક માસ પર આર્યસમાજી અને શંકરવાદી વચ્ચે તકરાર ચાલી હતી અને તે 'ગુજરાતી' વર્તમાનપત્રમાં આવી હતી તેમાંથી લીધેલી છે.

અંક ૫. પ્રવેશ ૩. કાલિકાની બેએ સ્તુતિઓ સંસ્કૃતમાંથી ભાષાન્તર કરીને લીધેલી છે.

(ગ) ફેરફાર સાથે અનુકરણઃ—

અંક ૧. પ્રવેશ ૩. વસંતની કાંચળીની ગાંઠ સખત બંધાવા વિશેની સહીઅરો વચ્ચેની જે ટોળ છે તે કાલિદાસના અભિજ્ઞાન શાકુન્તલમાંથી લીધેલું છે.

અંક ૩. પ્રવેશ ૨. વસંત અને પ્રભાવતીના સંવાદમાં 'જો તે નિશ્વાસ અને અશ્રુધારાનીજ સઘળી બનેલી છે' તેનાથી શરૂ થતી પાંચ લીટીઓનું 'એઝ યુ લાઈક ઇટ'ના છેલ્લા અંકમાં સીલ્વીઅસ અને ફીબી, ઓરલેન્ડો અને રોઝેલીન્ડ, વિગેરેના સંવાદમાંથી અનુકરણ કરેલું છે.

અંક ૩–પ્રવેશ ૫. મદન અને વસંત વચ્ચે આ પ્રવેશના છેવટમાં ગાંધર્વ વિવાહ સંબંધી જે આલાપછે તેનું કાલિદાસના અભિજ્ઞાન શાકુન્તલમાંથી દુષ્યન્ત અને શકુન્તલાના તેવાજ પ્રકારની વાતચીતમાંથી અનુકરણ કર્યું છે.

અંક ૪–પ્રવેશ ૪. ગાયન ૨૫ મું 'શા શકુન થાય અપકારી' વિગેરે, તેમાં નિર્મળસેનને જે અપશુકન થાયછે તેનું શૂદ્રકના મૃચ્છકટીક નાટકમાં ચારૂદત્તને કચેરીમાં જતાં અપશુકન થાય છે તેના વર્ણનપરથી અનુકરણ કર્યુંછે.

અંક ૫–પ્રવેશ ૭. રાજા પ્રશંસાના સંબંધમાં દસેક લીટીઓનું મનુસ્મૃતિમાંથી રાજ્યપ્રશંસામાંથી અનુકરણ કરેલુંછે.

અંક ૫–પ્રવેશ ૯. સ્ત્રીના ધર્મનું વર્ણન આપતું ગાયન ૩૯ 'સુણ સતીનું જગમાં શું કામરે' વિગેરે, અને એ ગાયન પછીની

એ શ્રીટીઓનું મનુસ્મૃતિમાં આપેલા સ્ત્રી ધર્મમાંથી અનુકરણ કરેલુંછે.

૪૪ આખા નાટકમાં ઉપર દર્શાવેલાં અનુકરણજ કરવામાં આવ્યાં છે. તે શિવાય કોઇ કોઇ સ્થળે જે બીજાં પુસ્તકો મ્હારા વાંચવામાં આવ્યાં હશે તેના રહેલા આભાસથી ભાષામાં અથવા વિચારમાં તેની સાથે સમાનતા કદાચ આવી ગઇ હશે.

૪૫ ટુંકામાં આ નાટકને એક નમુના રૂપ નાટક બનાવવાનો યત્ન કર્યોછે. એક સાહિત્યના પુસ્તક તરીખે વાંચવાના કામમાં આવે તેમજ સરળતાથી રંગભૂમિપર ભજવી શકાય તે બે એ ઉદ્દેશ લક્ષમાં લઇ રચવાનો પ્રયત્ન કરેલો છે. તે કેટલે અંશે ફલિભૂત થાય છે તેનો મત બાંધવાનું મ્હારા વિદ્વાન્ વાંચક વર્ગને સોંપુંછું.

૪૬ આ પ્રસ્તાવના લખવામાં 'દત્તના સીવીલાઇઝેશન ઓફ્ એન્સ્યન્ટ ઇન્ડીઆ, વેબર્સ હીસ્ટરી ઓફ્ સંસ્કૃત લીટરેચર, કાવ્ય પ્રકાશ, ડાઉડનનો શેકસ્પીઅર, પ્રોફેસર સ્કૉટની શેકસ્પીઅરપર ઇન્ટ્રોડકશન, ગોલ્ડસ્મીથનાં નાટકોપર ઇન્ટ્રોડકશન, રા. રા. કૃષ્ણરાવ ભોળાનાથ દિવેટીઆનો નાટક અને રંગભૂમિપર નિબંધ, મ્હારા પૂજ્ય વિદ્વાન્ શિક્ષક પ્રો. રા. રા. આનંદશંકર બાપુભાઇ ધ્રુવે કોલેજમાં કાલિદાસ અને ભવભૂતિપર લખાવેલાં વિવેચન,' વિગેરે પુસ્તકોનો ઉપયોગ કર્યોછે.

૪૭ છેવટે આ પ્રસ્તાવના પૂર્ણ કરતાં, એક દક્ષણી ગૃહસ્થ જેમની સાથે મ્હને સહજ સમાગમ થયો હતો, પણ જેમનું નામ હાલ મ્હને બરોબર યાદ નથી, તેમણે મ્હને કેટલાક મરાઠી રાગ તેમજ હિંદુસ્થાની રાગની કાંઇક સમજ આ નાટક લખતાં આપેલી, અને અત્રેના પ્રખ્યાત સંગીત શાસ્ત્રી રા. રા. ગણપતરાવ ગોપાળરાવ બર્વે, જેઓએ મ્હારાપર મહેરબાની કરી કેટલાક રાગને શુદ્ધ બનાવવા કેટલીક જગાએ ફેરફાર કરવાની સૂચના કરેલી તેમનો હું અંતઃકરણથી આભાર માનુંછું.

૪૮ વધારામાં મ્હારા વિદ્વાન્ મિત્ર રા. રા. જેઠાલાલ ચીમનલાલ સ્વામીનારાયણે આ નાટક લખતી વખત કેટલીક કીમતી સૂચનાઓ આપી હતી, તેમજ અત્રેના ગુજરાત પ્રીન્ટીંગ પ્રેસના માલિક મી. સોમાલાલ મંગળદાસે આ પુસ્તક છાપતાં મ્હને કેટલીક ખાસ

અનુકુળતા કરી આપેલી તેને માટે તે સદ્‍ગૃહસ્થોનો પણ હું ઘણો ઉપકારી થયો છું.

૪૯ આ મ્હારો પ્રયત્ન પહેલવહેલોછે તે કારણથી, તેમજ આવું કાર્ય કરવાને જરૂરના જ્ઞાનના અભાવે આ પુસ્તકમાં ઘણા દોષ રહી ગયા હશે, જે મ્હારા નિપુણ અને સૌમ્ય વાંચકો દર-ગુજર કરશે;

૫૦ કોઇપણ જાતની સૂચના ઘણા આભાર સાથે સ્વીકારવામાં આવશે, અને તેને ઘટતી રીતે અમલમાં મ્હેલવા યોગ્ય કાળજી લેવામાં આવશે.

અમદાવાદ
તા. ૨૫ સપ્ટેંબર
૧૯૦૬.

ચંદ્રમણિશંકર જેઠાલાલ પંડિત.

ૐ

# શ્રી મદન વિજય.

## પાત્રજનો.

ગર્વસિંહઃ—રાજ્યપૂરનો રાજા.
નિર્મળસેનઃ—તેનો દીવાન અને ભાયાત.
કપટસેનઃ—નાયબ દીવાન.
મદનરાયઃ—નિર્મળસેનનો પુત્ર.
વસંતઃ—રાજાની પુત્રી.
નૂતનરાયઃ—શહેરના એક ગૃહસ્થ, મદનરાયના મિત્ર.
વિલાસિનીઃ—નૂતનરાયની સ્ત્રી.
ધર્મસિંધુ—એક ધર્મપર આસ્થાવાળો જુના વિચારનો બ્રાહ્મણ અને નૂતનરાયનો સંબંધી.
સુશીલાઃ—ધર્મસિંધુની સ્ત્રી.
અર્થદાસઃ—નિર્મળસેનનો મિત્ર-એક ધનવાન વણિક.
હર્ષદરાયઃ—મદનરાયનો અને નૂતનરાયનો મિત્ર.
ચપળાઃ—નૂતનરાયના છોકરાની વિધવા.
જંબુક ઉર્ફે જંબુઃ—કપટસેનનો લુચ્ચો ખિજમતદાર.
પ્રભાવતી }
કલાવતી } :—વસંતની સખીઓ.
શહેરીજનો, સીપાઇઓ, વૈદ્ય વિગેરે વિગેરે.

### સ્થળ.

શહેર અને પાસેનું જંગલ.

# નાટકનો ટુંક સાર.

## અંક ૧.

**પ્રવેશ ૧**—ગર્વસિંહ રાજાનો દરબાર. કપટસેનના ભમાવ્યાથી રાજ્યકીય બાબતનું કોઇ પણ પ્રજાજને વિવેચન ન કરવું તેવો રાજાનો સખત હુકમ. નિર્મળસેનની આ હુકમ સામે તકરાર, અને રાજા સાથે રાજ્ય ધર્મનું વિવેચન. રાજાની દીવાનપર દાતરાજી. દીવાનનું કચેરીમાંથી ચાલ્યા જવું. નાચ, ત્યાર બાદ કચેરી બરખાસ્ત.

**પ્રવેશ ૨**—મદનરાય, હર્ષદરાય અને વલ્લભરાયનો મેળાપ. રાજાના હુકમ વિશે વાદવિવાદ, અને રાજાની પ્રજા તરફ ફરજ વિશેનું વિવેચન. મનદરાયનું રાજાના અન્યાય વિશે સખત બોલવું. જંબુકનું છાના આવી બધુ સાંભળવું, અને કપટસેનને ખબર કરવા જવું.

**પ્રવેશ ૩**—વસંતની દાસીઓ. વસંત વિશે વાતચિત, તેવામાં વસંતનું મહાદેવજીનાં દર્શન કરવા આવવું. મહાદેવજીની પૂજા કરે છે. જંબુક તે દર્મીઆનમાં આવેછે અને વસંતને બદ દાનતથી ઉપાડી જવા વિચાર કરેછે. સાહેલીઓને યુકિતથી કહાડી વસંતપર હુમલો કરેછે. મદનરાય જે પાસે હતો તે આવીને બચાવેછે. જંબુક મદનરાયનો કટ્ટો શત્રુ થાયછે અને વેર લેવાના સોગન લેછે. મદન અને વસંતનો પરસ્પર મેળાપ અને પ્રેમની શરૂઆત. વસંત જાયછે. મદનપર કામદેવની અસર.

**પ્રવેશ ૪**—ચપળા નામની વિધવાનો પોતાના વૈધવ્યના દુઃખપર બળાપો. કપટસેનનું ત્યાં આવી પહોંચવું. ચપળાપર તેનું મન જવું. ચપળાને સમજાવવી- તેની આનાકાની. આખરે કબુલ થવું. મેળાપ માટે પાસેના નદી તટના સ્થળનું નક્કી કરવું.

**પ્રવેશ ૫**—નિર્મળસેનના જંગલમાં તેના સાથીઓ સાથે વિચાર. તેના મિત્ર અર્થદાસનું ત્યાં આવવું. અર્થદાસને કુશળ પૂછ્યા બાદ શહેર સંબંધી ખબર પૂછવી. અર્થદાસનો જવાબ. નિર્મળસેનના પોતાના રાજાના જૂલમ વિશે રોદણાં. દિલાસો. રાજાને લુચ્ચા સલાહકાર મળ્યાથી તેની આગળ જતાં ખરાબી થવાનો ભાભાસ થવો.

તેમાંથી તેનું રક્ષણ કરવાનો નિશ્ચય. અર્થદાસનું પૈસે ટકે મદદ કરવાનું વચન.

ઇતિ '**श्री मदन दर्शन**' નામનો પ્રથમ અંક સમાપ્ત.

## અંક ૨.

**પ્રવેશ ૧**—વસંત અને તેની સાહેલીઓ. પિયુની કાંઇ ખબર ન મળવાથી વસંતનો સંતાપ. સાહેલીઓનું ધૈર્ય દેવું. આખરે કલાવતીનું મદન પાસે જવું.

**પ્રવેશ ૨**—મદનરાયનો પોતાની પ્રિયા તરફથી કાંઇ સમાચાર નહિ આવવાથી પોતાના મિત્ર હર્ષદરાય પાસે બળાપો. હર્ષદરાય ધીરજ આપેછે. એટલામાં કલાવતી આવેછે અને વસંતપર પંચપુષ્પના બાણની અસરનું વર્ણન આપી મદનરાયને આશ્વાસન આપે છે. મદન કલાવતી સાથે પત્ર મોકલેછે.

**પ્રવેશ ૩**—નૂતનરાય અને વિલાસિની. પરસ્પર સુધારાની અને ટાપટીપની વાતચિત. સુધારાના કાર્યક્રમનું વર્ણન.

**પ્રવેશ ૪**—વસંતનું ઉંઘમાં મદનની ઝંખના થવાથી ઝબકી ઉઠવું અને સંતાપ કરવો. સખીનું પાસે આવવું. પોતાના પિયુની સાથે મેળાપ કરાવવા સખીને વિનંતિ. થોડો વખત રાહ જોવાની માંગણી. તે સમયમાં કલાવતી કાંઇ પ્રવૃત્તિ ન લાવે તો જાતે મદન પાસે લઈ જવાનો ઠરાવ.

ઇતિ '**श्री मदनोद्भेद**' નામનો દ્વિતીય અંક સમાપ્ત.

## અંક ૩.

**પ્રવેશ ૧**—કપટસેનના એકાંત વિચાર. જમુ આવેછે. મદનરાય અને નિર્મળસેન વિશે ખબર આપેછે. કપટસેન રાજા પાસે જઈ તે બે વિશે ખોટું ભરવી તેમને ઠાર કરવાનો વિચાર કરેછે.

**પ્રવેશ ૨**—વસંત અને તેની સાહેલીઓ. ગરબો. મદનરાયનો પત્ર લઇ કલાવતી આવેછે. વસંત વાંચેછે. તેનો આનંદ અને ઉત્તર.

**પ્રવેશ ૩**—નૂતનરાય અને હર્ષદરાયની સુધારા વિષે વાતચિત. મદનરાય ત્યાં આવેછે અને પોતાના વિચાર જણાવેછે.

**પ્રવેશ ૪**—કપટસેનનું રાજાને મળવું. નિર્મળસેને રાજાની

સામે થવા લશ્કર ભેગુ કરવા માંડયું છે એમ જૂઠું સમજાવવું તથા મદનરાયપર રાજાના હુકમ સામે વિવેચન કરવાનો આરોપ મેલવો. નિર્મળસેન અને મદનરાયને કેદ કરવાનો રાજાનો હુકમ.

**પ્રવેશ ૫**---વસંત અને મદનનો મેળાપ. હાસ્યવિનોદની વાતચિત. રંગમાં ભંગ. સીપાઇઓ મદનને પકડવા નીકળ્યા છે એવું દાસીનું ખબર આપવું. છુટાં પડતી વખતનો સંતાપ. થોડા સમયમાં ખબર લેવાનું મદનનું વચન.

**પ્રવેશ ૬**—નદી આગળ કપટસેનનું ચપળાને મળવાને આવવું. ચપળાનો અને કપટસેનનો મેળાપ. તેવામાં મદનરાય અને તેની પુઠે પડેલા સીપાઇઓનું તે સ્થળે આવવું. મદનરાયનું એકદમ નદીમાં પડવું, અને પૂર આવ્યાથી તણાવું. મદનરાય બુડવાની તૈયારીમાં છે તેવામાં કપટસેન અને તેના સીપાઇઓ આવીને બચાવે છે પોતાનો દુશ્મન પોતાને હાથ આવ્યાથી કપટસેન રાજી થાયછે પણ તેને મૃતવત્ અવસ્થામાં દેખી ભડકેછે. સીપાઇ સાથે મદનને પોતાના ઘેર મોકલેછે ત્યારબાદ નિર્મળસેન જે પાસેના જંગલમાં રહેતો હતો તે ત્યાં આવી પહોચેછે. કપટસેન તેની સાથે મીઠું મીઠું બોલેછે અને રાજાને ખોટી બુદ્ધિ સુજ્યામાં પોતાનો કાંઈ વાંક નથી એમ જણાવેછે. તેમજ રાજાની બદલાયેલી વૃત્તિ માટે શોક દેખાડેછે; અને રાજાને સુધારવા સંબંધી વિચાર કરવા નિર્મળસેનને પોતાને ઘેર બોલાવેછે.

ઇતિ '**श्री मदन विस्तार**' નામનો તૃતીય અંક સમાપ્ત.

## અંક ૪.

**પ્રવેશ ૧**—કપટસેન મદનરાયને માટે વૈદ બોલાવેછે. પાસેના ખંડમાં મદનરાય પડયો છે ત્યાં વૈદને મોકલી જમુ સાથે મદન સાજો થાય કે તરત કેદ કરી દેહાંત દંડની શિક્ષા કરાવવી, અને નિર્મળસેન મળવા આવે તે વખતે તેને કપટથી મારવો તેવો વિચાર ચલાવેછે. વૈદ ઉપચાર કરેછે અને મદનરાય શુદ્ધિમાં આવે છે. શુદ્ધિમાં આવતાં એકદમ વૈદના મ્હોંમાં ડુચો ઘાલી મદન તેનો પોશાક પડાવી લેછે, અને તે પોશાક પહેરી કળા વાપરી નાશી જાયછે. કપટસેનને પાછળથી ખબર પડેછે.

**પ્રવેશ ૨**—મદનરાય જઇ વસંતને મળેછે. રીસામણાં, મના-

મળ્યું. થોડા સમયમાં તેને પોતાનો પિતા જંગલમાં રહેછે તેનો પત્તો લગાડયા બાદ લઇ જવાનું વચન. છુટા પડતી વખતની વાતચિત.

**પ્રવેશક ૩**—જમુ ચપળાને કપટસેનની ચીઠ્ઠી પોકાડવા જાય છે. ભપકો મારી આંજી નાંખી ચપળા સાથે પોતેજ મહોબત કરેછે.

**પ્રવેશક ૪**—નિર્મળસેનનું કપટસેનને ત્યાં આવવું. કપટસેન બહુજ નરમાશથી વાતચિત કરેછે અને બહાનું કાઢી થોડીવાર મ્હેડે થોભવાનું કહેછે. નિર્મળસેનને અશુભ શકુન અને મનમાં કપટની ભ્રાંતિ. કપટવાળી સીડીપર ચઢવા જાયછે તેવામાં એકદમ દાસી આવી દસમે પગથીએ સંભાળ રાખવાની ચેતવણી આપેછે. નિર્મળસેન સંભાળથી ચઢેછે. દસમે પગથીએ કઠેરો ઝાલી પગ મેલેછે કે ઉપલી અડધી સીડી નીચે ભોંયરામાં તુટી પડેછે. નિર્મળસેન કુદકો મારી ઉપર જાયછે અને પછીતની બારીથી ઉતરી પડેછે. કપટસેન આવેછે અને નિર્મળસેન પૂરો થઇ ગયો એમ ધારેછે. યંત્રની મદદથી સીડી· નો નીચે ગયેલો ભાગ ઉપર ગોઠવેછે અને જમુને કોઇને ખબર ન પડે તેમ સીડી સજડ કરવા કહેછે.

**પ્રવેશ ૫**—વસંતનો સંતાપ, સાહેલી ધીરજ આપેછે. કહે છે કે સબુરીનાં ફળ મીઠાંછે. વસંતનો ઇશ્વરપર વિશ્વાસ.

**પ્રવેશ ૬**—કપટસેન રાજાને મળેછે અને કહેછે કે નિર્મળ-સેનને નસાડી મૂકયોછે; અને મદનરાયને પકડવા એક સારા યોદ્ધા-ઓની ટુકડી માંગેછે. રાજા તેની માગણી સ્વીકારેછે.

**પ્રવેશ ૭**—મદનનો પોતાની પ્રિયા માટે સંતાપ. પોતાના પિતાને શોધતો જંગલમાં રખડેછે તેવામાં કપટસેનના યોદ્ધાઓ આવીને પકડેછે.

**પ્રવેશ ૮**—રાજાનો દરબાર, મદનરાયપર રાજ્યદ્રોહનો આરોપ, અને ફાંશીની સજા.

**પ્રવેશ ૯**—ધર્મ સિંધુનું ઘર. તે મૂર્તિ પૂજા કરતો હોયછે ત્યાં નૂતનરાય આવી પહોંચેછે અને મસ્કરી કરેછે. ધર્મ સિંધુનો આવા દુષ્ટ લોકો માટે સંતાપ. મૂર્તિ પૂજાપર વાદવિવાદ, ધર્મ સિંધુના સરળ પણ ચુપ કરી નાંખે તેવા જવાબ.

**પ્રવેશ ૧૦** મદનરાયને ફાંશીએ ચઢાવવા લાવવો. મદનરાય પૌર જનોને પ્રિય હોવાથી કોઇ તેને ફાંશીપર ચઢાવનાર મળતું નથી. આખરે કોઇ વેષધારી આવેછે અને મદનરાયને ફાંશીપર ચ·

બાવવા કબુલ કરેછે. ભેગા થયેલા લોકોમાં તે વેષધારી તરફ તિરસ્કારની લાગણી. મદનરાય ઇશ્વર સ્તવન કરેછે. વેષધારી પુરૂષ તેનો મિત્ર હર્ષદરાય છે. મદનના કાનમાં તે ફુંક મારેછે. શળીના માચડા પરથી બેઉજણ ભુસ્કો મારેછે. લોકો માગ આપેછે. સીપાઇઓને પાછળ પડતા અટકાવેછે અને બે જણ નાશી છુટેછે.

ઇતિ " **श्री मदन व्याघात** " નામનો ચતુર્થ અંક સમાપ્ત.

## અંક ૫.

**પ્રવેશ ૧**—મદન અને વસંત મળેછે. એક એકને મળ્યાથી હર્ષ. હજી પોતે રાજાના ભયમાં છે તેમ મદનરાયનું વસંતને જણાવવું. તેઓ બે જણ ત્યાંથી નીકળી જંગલમાં મદનના પિતા પાસે જવા નીકળેછે.

**પ્રવેશ ૨**—રાજાનો રૈયતપર વધારે જુલમ. રૈયત કકળેછે. કપટસેન અને રૈયતના અગ્રણીઓની રાજાને પદભ્રષ્ટ કરવાની મસલત. લશ્કર જે પોતાના હસ્તકમાં આવ્યું હતું તેની મદદ આપવાનું કપટસેન વચન આપેછે. રૈયત રાજાને પદભ્રષ્ટ કરવાનો અને કપટસેનને ગાદીએ બેસાડવાનો ઠરાવ કરેછે. નિર્મળસેનનો ભેદુ સાંભળેછે અને નિર્મળસેને ખબર કરવા જાયછે.

**પ્રવેશ ૩**—જંગલ, નદી અને કાલિકાનું મંદિર. જમુ કાલિકાને ભોગ ધરાવવા આવેછે. કાલિકાની પૂજા કરેછે. મદન અને વસંત ત્યાં ચાલતા આવેછે. મદન કાલિકાનું સ્તવન કરેછે. વસંતને તૃષા લાગવાથી મદન તેને માટે પાણી લેવા જાયછે. જમુ જુએછે. લાગ સાધી વસંતને ઉઠાવેછે. વસંત બુમ પાડેછે. નિર્મળસેન જે નજીકમાં રહેતો હતો તે આવી બચાવેછે. જંબુક નાશી જાયછે, એટલામાં મદન આવી પહોંચેછે. પિતા પુત્રનો મેળાપ અને આનંદ. રાજા વિશે વાતચિત. રાજા ભયમાં છે તેને બચાવવા જવાનો વિચાર.

**પ્રવેશ ૪**—જંબુક ચપળાને ઘેર નાશી જાયછે. ચપળા સાથે વાતો કરેછે. તેવામાં કપટસેન આવેછે. કપટસેનને શક પડેછે જોડેનો ખંડ તપાસવા જાયછે. જંબુક ત્યાં કબાટ પડયું હતું તેની કળનો બહારનો હાથો ફેરવી અંદર ભરાયછે; કપટસેન બધે શોધેછે,

પણ કાંઇ પત્તો લાગતો નથી. જંબુક પછીતની બારીએ થઇને નાશી ગયો હશે એમ ધારી ચપળા સ્વસ્થ થાયછે.

**પ્રવેશ ૫**—નૂતનરાય અને વિલાસિની. વાતચિત, વિવેચન અને તકરાર. વિલાસિની નૂતનરાય પાસે છેડા છુટકો માંગેછે. નૂતનરાય ના પાડેછે. વિલાસિની રાજાને અરજ કરવાની ધમકી આપેછે.

**પ્રવેશ ૬**—ચપળા ગર્ભવતી થઇ છે તેથી તેનો સંતાપ. તેને ઘણીજ ફીકર થાયછે અને ગભરાયછે. રાત્રિનો વખતછે. કાંઇ અનિર્વર્ણ્ય ભય લાગેછે. મનમાં એકદમ એમ વિચાર સ્ફુરેછે કે જંબુક તે દિવસે શી રીતે નાશી છટકયો હશે. આંખે એકદમ તમર આવેછે અને અંધારાં વળી જાયછે. સહસા કબાટની કળપર તેનો હાથ પડેછે. હાથો ફેરવેછે. અને તરત અંદરથી જંબુકનું શબ નીકળેછે. ભયથી એકદમ સજડ થઇ જાયછે. અને બધી તરફની ફજેતીમાંથી મુક્ત થવા નદીમાં પડી આત્મઘાત કરવા નીકળેછે.

**પ્રવેશ ૭**--રાજ્ય માર્ગ. ગામના આગેવાન મનુષ્યો તથા કપટસેન. રાજાની સાથે વાદવિવાદ. રાજાને પદભ્રષ્ટ કરવાની તૈયારી. નિર્મળસેન અને મદનરાય પોતાના માણસો સાથે આવી પહોંચેછે અને પૌર જનોને સમજાવી રાજાને બચાવેછે. કપટસેનનું પોગળ ઉઘાડું પડેછે અને તેને ફિટ્કાર. કપટસેનને પેરામાં રાખેછે.

**પ્રવેશ ૮**—કપટસેનનું ઘર. મદનરાય કપટસેનપર રાજ્યમાં ગરબડ મચાવ્યાનાં તહોમત મેલેછે. કપટસેન ઇન્કાર જાયછે. આખરે મદનરાય પોતાના પિતાને સીડીપરથી ફેંકી દેવાનો યત્ન કરવાનું તહોમત મૂકેછે. જંબુકે સીડી બરાબર ગોઠવી સજડ કરીછે તેવા વિશ્વાસથી કપટસેન નામુકર જાયછે, અને ખાત્રી કરી આપવા પોતે સીડીપર ચઢેછે. દસમે પગથીએ ચડતાં સીડી તુટી પડેછે. અને તે નીચે ભોંયરામાં પડી મરણ પામેછે.

**પ્રવેશ ૯**—ધર્મસિંધુ અને સુશીલા. સુશીલાનું સ્વામી પ્રત્યેના સતીઓના ધર્મપર વ્યાખ્યાન. નૂતનરાય ત્યાં આવેછે અને સાંભળીને દંગ થઇ જાયછે. ધર્મસિંધુની ટોળ કરવા માટે પસ્તાવો કરેછે અને સ્રીઓને છુટ આપવા માટે સંતાપ કરેછે. ધર્મસિંધુનો બોધ તથા દિલાસો.

પ્રવેશ ૧૦—રાજાનો દરબાર. રાજાનું ન્યાયાસનપર બેસવું. અરજદાર પોકાર્યા બાદ પહેલું કામ વિલાસિનીનું નીકળવું. રાજાનો ન્યાય. વિલાસિનીને તેના ધણીની છુટ ખોટે માર્ગે વાપરવા માટે ઠપકો. વિલાસિનીનું સમજી જવું અને પોતાના ધણીની માફી માગવી. ત્યારબાદ સીપાઇઓના હાથમાં કપટસેન, જંબુક, તથા ચપળાનાં શબ હાથમાં આવ્યાની રાજાને ખબર થવી. તે વિશે તપાસ અને તત્સંબંધી રાજાના વિચાર. ત્યારબાદ નિર્મળસેનને તેની વફાદારી માટે શાબાશી આપવી, અને રૈયતને પોતાના સુખના ભોગે પણ પાળવાનું વચન લેવું. મદન અને વસંતનો હસ્ત મેળાપ અને છેવટનો આનંદ.

ઇતિ ' **श्री मदनविजय** ' નામનો પંચમ અંક સમાપ્ત.



# શ્રી મદન વિજય નાટક.

## પ્રસ્તાવના.

### ગાયન ૧.

(રાગ ઝિંઝોટી-તાલ દાદરો.)

સૂત્રધારઃ—

પ્રણમું પાય પ્રેમથી પવિત્ર ઇશ્વરા,
સેવું સ્હાય યાચવા શુભદ સુખકરા;
નૌતમ નીતિ ત્હારી ન્યાળું હે જગદ્ધરા,
પામે પાર પામર જન શો મહેશ્વરા.
જન્મ આદિ વિશ્વતણું કરી પ્રકાશિયા
બ્રહ્મ વિષ્ણુ રૂદ્ર નામથી વિરાજીઆ,
ભક્ત જને ત્રિગુણ રૂપથી વધાવીઆ.
અસુર જને હામ હારી શિર નમાવીઆં.
ભરત ભૂમિ સ્વર્ગ તુલ્ય માતૃ ધામ આ,
આપ સતત સુખ અનંત એજ યાચના;
લુપ્ત કીર્તિ કર સતેજ રાખ નામના,
વંદું જેથી થાય મ્હારી પૂર્ણ કામના.

નટીઃ—(વંદન કરીને) પ્રાણનાથ, આજ મ્હને આપે શા પ્રસંગે અહીં બોલાવી છે; અને આ જનસમૂહ શા કારણે અહીં મળેલો છે?

સૂત્રધારઃ—કેમ પ્રિયે ભૂલી ગયાં? આજરોજ મદનવિજય નામનું નૂતન નાટક આ વિદ્વાન શ્રોતાજનોની સમક્ષ ભજવવાનો મ્હારો વિચાર છે; તેમાં તમારી મદદની જરૂર છે માટે તમને અહીં બોલાવ્યાં છે.

નટીઃ—હા, હવે મ્હને સાંભર્યું તેની રહેજ વિસ્મૃતિ થઇ ગઇ હતી. આપના કહ્યા પ્રમાણે સર્વ તયારા કરી રાખી છે અને પાત્ર જનોને પોત પોતાના કાર્યમાં સાવધ રહેવાનું કહેલું છે.

સૂત્રધારઃ—બહુ સારૂં કર્યું પ્રિયે! હવે આ સભાને પ્રસ્તુત નાટકનો વસ્તુ અને હેતુ કહી સંભળાવો.

નટીઃ—સાંભળો વ્હાલા,

## ગાયન ૨.

### ( રાગ બેહાગ-ત્રિતાલ. )

ગર્વસિંહ અતિ ગર્વી રાજા, મદથી તેણે મ્હેલી માઝા,
કપટી જનને માન્યા ઝાઝા, રાજ્યભ્રંશ ઝટ થયો; (૨)
દુષ્ટ જનોએ ધર્મજ ખોળ્યો, સ્વદેશને અતિ દુઃખમાં રોળ્યો,
ખરી નીતિનો પંથ ન ખોળ્યો, અંતે ધ્વંસ તો થયોઃ (૨)
નિર્મળ રાજ્યનો સાચો સાથી, મદન પુત્ર તેનો રણુભાથી,
કર્યાં કાર્ય મોટાં પરમાર્થી, સફળ યત્ન સૌ થયો; (૨)
વફાદાર જન અતિ રંજાયા, અંત લગી તે રહ્યા સુજાયા,
દેશ કાજ મ્હેલી સૌ માયા, જય તેથી વર્ત્યો. (૨)

( પાછળ જોઇને ) અહા! માણસોની અહીં કોલાહલ શી મચી રહી છે? અને આ સર્વે મનુષ્યો નવા રંગ બેરંગી પોશાક પહેરી કઇ તરફ જાય છે?

સૂત્રધારઃ—( થોડીવાર જોઇને ) હા, બરોબર છે. આજરોજ ગર્વસિંહ રાજાએ કાંઇ ખાસ કામ પ્રસંગે દરબાર ભરેલો છે, તે તરફ સૌ જાયછે. મ્હારે પણ ત્યાં જવાનું છે, અને વખત બહુ થોડો રહ્યો છે માટે ત્વરાથી અહીંથી ચાલો. ( પડદો ઉપડે છે. )

## ઇતિ "प्रस्तावना."

———

*

# અંક ૧.

## પ્રવેશ ૧.

### સ્થળ—રાજાની કચેરી.

નેપથ્યે:—

નેક નામદાર ખુદાવિંદ મહારાજાધિરાજ ગર્વસિંહજીને ઘણી ખમા: ( રાજા પ્રવેશ કરેછે; દરબારી જનો ઉભા થાયછે અને રાજા તખ્ત પર બેસેછે ).

**ગર્વસિંહ:**—સામંતો, મંત્રીઓ અને દરબારીઓ, અમને અમારા મંત્રીદ્વારા જાણ થએલી છે કે અમારી રાજ્યનીતિ પર કેટલાક પ્રજાજનો વાદવિવાદ કરેછે. તેમને અમે જણાવવાની તક લઇએ છીએ કે તેઓનું આ પગલું અયોગ્ય છે અને અમારે કોઇ પણ રીતે તે માન્ય નથી. અમારા કોઇ પણ કાર્ય પર વિવેચન કરવાનો સર્વને પ્રતિબંધ કરવાનો અમારો સખ્ત હુકમ જાહેર કરવામાં આવેછે. રાજા બીજો પરમેશ્વર છે; તે પૃથ્વી પર તેની તરફથી રાજ્ય કરવા ઇશ્વરથી નીમાએલો પ્રતિનિધિ અથવા મુનિમ છે; અને તેને ઇશ્વરની પ્રેરણા છે. તેનો શબ્દ એજ કાયદો છે. તેની પ્રજાપર નિરંકુશ સત્તા છે. તે કદી પણ ખોટું કામ કરી શકતો નથી. તેને માથે કોઈપણ જાતની જવાબદારી નથી. તેના ક્રોધનો અગ્નિ ગમે તેવા સબળ મનુષ્યને ક્ષણ વારમાં બાળી ભસ્મ કરવા સમર્થ છે. માટે જો કોઇ માણસ અમારી આ ઇચ્છાનો અનાદર કરશે તે અમારા મહા કોપને પાત્ર થશે અને યોગ્ય શિક્ષાને પામશે.

**નિર્મળસેન**—સરકાર, બેઅદબી ક્ષમા. હું હજુરના આ હુકમ સામે ઘણીજ નમ્રતાથી વાંધો ઉઠાવવા રજા લઉંછું. રાજાનો ધર્મ છે કે પ્રજાનું સર્વ રીતે રક્ષણ કરવું, અને પ્રજાને વિશ્વાસમાં લઇને રાજ્યધુરા ચલાવવી. પ્રજાજનને રાજ્યકાર્ય પર નિરૂપણ કરવાની સર્વ પ્રકારે છુટ આપવી જેથી કરીને રાજાને પોતાના કાર્યભારમાં જે જે ખામીઓ હોય તથા પોતાના સેવક જનોનાં જે જે અનુચિત કાર્ય હોય તેનું નિરીક્ષણ થાય. રાજાના ધર્મ અતિ દુ:સહ છે. તેને રાત ને દિવસ પ્રજાના સુખમાં મચ્યા રહેવાનું છે. રાજ્યતંત્ર પ્રજાના લાભને અર્થે છે, નહિ કે તે રાજાના અને તેના હાથ

નીચેનાઓના મનસ્વી ઠાંઠા અમારૂં પોતાની સત્તાનો દુરૂપયોગ કરવા માટે. પ્રજાની પ્રીતિ અને સુખના પાયાપર રચાએલું રાજ્ય અનહદ સૈન્યા અને તેની તલવાર અને બંદૂકના બળ પર ઝઝુમતા રાજ્ય કરતાં હજારગણું વધારે સુરક્ષિત છે. પ્રજાની ઇચ્છા અને ઉદયને આધિન રહી ચલાવવામાં આવેલો કારોબાર ચિર સ્થાયી છે; તેથી ઉલટું પ્રજાને કકળાવીને અને દમીને ચલાવવામાં આવેલો રાજ્ય કાર્યભાર ઘણીજ અપકીર્તિનું અને કલેશનું કારણ થાય છે અને ટુંકા સમયમાં નાશને પામે છે.

## ગાયન ૩.

### ( મરાઠી સાખીને મળતી રાહ )

નૃપતિ જાણુ તું તેને ભાઇ, પ્રજા પુત્રસમ પાળે;
લોક હિતની ખાતર હરનિશ, ખેદ બહુ તે પામે,
સુખ પોતાનું અળગું રાખી, ઘડી ન વિરામે.—નૃપતિ જાણુ૦
દુષ્ટ જનોને શાસન આપી, સુજન તણો ભય કાપે,
કલહતણું તે શમન કરીને, ચિર રક્ષણ સ્થાપે.—નૃપતિ જાણુ૦

ગર્વસિંહઃ—અમારો હુકમ ફરી શકે તેમ નથી. નિર્મળસેન, ત્હારી રીતભાત અમને હમણાની બરાબર લાગતી નથી. ત્હારે માટે અમારે કાને ઘણી વાતો આવેલી છે જે કોઇપણ રીતે સંતોષ પમાડે તેમ નથી. નિર્મળસેન! ત્હારા મ્હોંપર રાજ્યદ્રોહની છાયા છવાઈ રહેલી છે, માટે તને અમે અમારી રાજ્યસભામાંથી દૂર કરીએ છીએ. ત્હારે એકદમ અમારા રાજ્યમાંથી ચાલ્યા જવું; અને જો ચાર દિવસ પછી તું અમારી હદથી વીસ ગાઉ સુધીમાં માલુમ પડીશ તો ત્હારે ત્હારી જીંદગીથી તેનો જવાબ દેવો પડશે.

નિર્મળસેન—આવા ઉન્મત્ત વિચાર ઘણું કરીને મોટાઇથી મત્ત થએલા પુરૂષોમાંજ જોવામાં આવેછે. હે રાજા! મને લાગેછે કે ત્હારૂં ભાન ઠેકાણે નથી. આવી ઉચ્છૃંખલ વૃત્તિથી થોડા સમયમાંજ ત્હારો અંત આવશે.

ગર્વસિંહઃ—ચાલ નિકળ; મિથ્યા વાદ ન કર. સીપાઇઓ, આ દુષ્ટ માણસને એકદમ અમારી પાસેથી દૂર કરો.

( સીપાઇઓ નિર્મળસેનને પકડેછે. )

**નિર્મળસેનઃ**--હે મદમાં છકી ગએલા રાજા; કાંઇ માન; લગાર વિચાર કર. ઘણા થયા, થઇ ગયા, અને થશે. કોઇની ન નભી, નથી નભતી, અને નહિ નભશે. આ પૃથ્વીપર ભલભલા થઇ ગયા. દિલ્હીથી દોલતાબાદ, અને દોલતાબાદથી દિલ્હી રાજયધાની ફેરવનાર ગાંડીઆ મહમદ તઘલખનો દાખલો જો; ગરીબ હિંદુ પ્રજાપર ત્રાસ વર્તાવનાર ધર્માંધ ઔરંગઝેબનો દાખલો જો; કલકત્તાની કાળી કોટડીનો કાળો કેર કરનાર ક્રૂર સિરાજદૌલાનો દાખલો જો. કયા રાજાએ પોતાની પ્રજાને રંજાડીને લ્હાણુ કાઢયું છે. માટે હે મદાંધ રાજા! કાંઇ વિચાર કર.

**( વિષમ હરિગીત. )**

માન માનદ માનવી તું, માનમાં મરડાય માં
પૃથ્વી પતિ લાખો થયા, ચિરકાળ કોઇ નવ રહ્યા.

ગર્વસિંહઃ--આ નફટને એકદમ કાઢો, નહિ તો આજ પળે એના પ્રાણ જશે.

( નિર્મળસેન જાય છે ).

કપટસેન! આજથી તમને મુખ્ય પ્રધાનની જગા આપવામાં આવેછે. (કપટસેન નમન કરેછે અને પ્રધાનની જગો પર બેસેછે).

**રાજાઃ**--અમે હવે થાકી ગયા છીએ માટે નાચ થવા દો.

(નાચનારીઓ પ્રવેશ કરેછે).

## ગાયન ૪.

**( માલનીઆ ગેંધે હજારીકા ફુલ૦ એ રાહ ).**

**નાચનારીઓઃ**--સમાલો નૈના તુમ્હારે હોજી;

નૈનોંમેં તોરે ઐસા જાદુ હૈ, જીગર કિયા મેરા પાર. સમાલો૦
નૈનોંમેં તોરે આગ જલતહૈ. બદન જલાયા તે યાર. સમાલો૦
દેખતે તુજકો દર દર ફિરતહું, નૈના ફિરે હુશીઆર. સમાલો૦

( પડદો પડેછે ).

## પ્રવેશ ૨.

**સ્થળ-હર્ષદરાયનુ ઘર.**

**નૂતનરાયઃ**--કેમ ભાઇ હર્ષદરાય, આજે આપણા ગામમાં

રી ધામધુમ મચી રહીછે? લોકોનાં ટોળાં ભેગાં મળેછે અને છુપ છુપ વાતો ચલાવી રહ્યાછે અને રાજા તરફ તિરસ્કારની લાગણી દર્શાવેછે.

**હર્ષદરાયઃ**—કેમ ખબર નથી? રાજાએ એવું જાહેર કર્યું છે કે કોઇ પણ માણસે તેના કાર્યપર અવલોકન કરવું નહિ. પ્રધાનજી નિર્મળસેને તે સામે તકરાર લીધી તેથી તેને કહાડી મેલ્યોછે અને રાજ્યની લગામ કપટસેનના હાથમાં સોંપી છે. પ્રજાજન રાજાના આ કાર્ય તરફ ઘણી શંકાની નજરથી જુએછે અને તે કારણથી થોડા સમયમાં રાજ્યમાં કોઇ પ્રકારની ઉથલ પાથલ જોવાને આપણે વિસ્મય નહિ પામીશું.

**નૂતનરાયઃ**--પણ મ્હારા મત પ્રમાણે તેમાં પ્રજાજનની મોટી ભૂલછે. રાજાના હુકમ સામે થવાનો તેમને કશો હક નથી.

**હર્ષદરાયઃ**--ત્યારે રાજાને પ્રજામતનો તિરસ્કાર કરવાનો હકછે વારૂ? ભાઇ, એટલી તમને ખબર નથી કે રૈયતને લીધે રાજાછે.

**નૂતનરાયઃ**--તે તો ગમે તેમ હશે પણ રાજાનું કોઇ ઉપરી નથી.

**હર્ષદરાયઃ**--તે તમારો ભ્રમછે. તમારા જેવા ખુશામતીઆઓજ બધું બગાડેછે ને. (બારી તરફ જોઇને) અરે, પેલું કોણ આવેછે? તે તો આપણા જુના પ્રધાન નિર્મળસેનનો પુત્ર અને આપણો મિત્ર મદનરાય લાગેછે ને. એના પિતાની પડતીને લીધે બિચારો દિલગીર થઇ ગયો હશે માટે ચાલો આપણે એને ધીરજ આપીએ.

(મદનરાય પ્રવેશ કરેછે).

**હર્ષદરાયઃ**--કેમ ભાઇ મદન; ખુશીમાંતો ખરોને? આપણા રાજાની અવળી નીતિથી તેમજ તમારા પિતા તરફના તેના અયોગ્ય વર્તનથી ઉત્પન્ન થયેલા શોકમાં તમે ડુબી ગયા હો એમ અમને લાગેછે. અમે તમારા ખરા મિત્ર તરીકે તમારા શોકમાં ખરા અંતઃકરણથી ભાગ લઇએ છીએ, અને ભવિષ્યને માટે તમારા નશીબ સાથે અમારા નશીબને જોડવાનું વચન આપીએ છીએ.

(કપટસેનનો લુચ્ચો ખીજમતદાર જમુ છાનો માનો આવી સંતાઇને બધું સાંભળેછે).

**મદનરાયઃ**--મ્હારા વ્હાલા ભાઇઓ, રાજાના આ અન્યાયથી

મ્હારે તેની દયા લાવવી કે શોક ગ્રસ્ત થવું કે ગુસ્સાને આધીન થવું તેની કાંઇ સમજ પડતી નથી. દયા એટલા માટે કે રાજા તેના ભોળપણુથી અને કાચા કાન રાખવાની ટેવને લીધે થોડાજ સમયમાં પોતાનો તેમજ પોતાના રાજ્યનો અંત લાવશે. શોક એટલા માટે કે મ્હારા આવા નિમકહલાલ અને વફાદાર પિતાને ખરાને ખરૂં કહેવા જતાં આવું અપમાન સ્હેવું પડયું. ગુસ્સો એટલા માટે કે અભિમાનમાં તણાઇને અને કપટી કપટસેનની કપટજાળમાં ફસાઇને રાજા પોતાની રૈયતને તથા દેશને પાયમાલ કરશે.

**હર્ષદરાય**:—અહો ! બિચારાને કેટલું બધું લાગી આવ્યું છે ?

**મદનરાય**:—(વિચાર કરતો) અરે ! પણ દયા શા માટે લાવવી ? પ્રારબ્ધે તેને ચઢાવેલા આ કુમાર્ગપર ચાલતાં તેની પડતીનો અવસાન શું નિર્મિત નથી થઇ ચુકયો ? ઇતિહાસના અસંખ્ય દાખલાઓએ શું આવાં કર્મ માટે આવાં ફળ સિદ્ધ નથી કરી બતાવ્યાં ? શોક પણ શા માટે ? મ્હારા બહાદુર પિતાએ જ્યારે રાજાની સાથે વાદવિવાદ કર્યો ત્યારેજ તેમને શું ખબર ન હતી કે તેના પરિણામે પોતાના ઓદ્ધાનો અને વૈભવનો નાશ થવાનોજ ? તે છતાં જ્યારે તેમણે લોકહિત માટે પોતાનો ધર્મ બજાવતાં આવી રાજાની કફગી પોતાના પર વહોરી લીધી અને દેશવટો લઇ તેમની સાથે જે ખુશીથી ગયા તેઓની સાથે જંગલમાં જઈ રહ્યા, અને તે સર્વ લગાર પણ દિલગીરી વિના, ત્યારે મ્હારે નાહક શોક સાગરમાં શા માટે બુડી મરવું ? ત્યારે શું ગુસ્સો કરવો? હા એજ. હવે બીજો શો ઉપાય ? માતૃભૂમિ ! મ્હારી જન્મ ભૂમિ !

**( વિષમ હરિગીત. )**

જીવતો મુઓછે હીજડો, બોલ્યો નહી મુખને વિશે.
દેશ મ્હારો, દેશ મ્હારો, દેશ મ્હારો ચો દિશે.

હાય ! ત્હારી શી દશા થઇ છે ! તે જોઇ મને રોમે રોમ લ્હાય ઉઠેછે. તું મ્હારી જનનીની આવી દશા છે અને શું હું ત્હારો બાળ સુખરૂપે નિશ્ચિંતતાથી ફરી શકું ? ના, તેમ બનેજ નહિ.

**નૂતનરાય**:—ભાઇ, તે તો કહો કે આપણાપર એવું તે શું દુઃખ આવી પડયું છે કે તમે આટલા બધા વ્યાકુળ ચિત્તના થઇ ગયાછો ?

મદનરાયઃ--શું કહેવડાવોછો ભાઇ? અફસોસ! વખત તદન બદલાઇ ગયોછે. પ્રજાના સુખે સુખી અને પ્રજાના દુઃખે દુઃખી એવા રાજા હવે કયાં રહ્યાછે? પરદુઃખભંજન વિક્રમાદિત્ય અને ગરીબ પરવર કાલીફ હારૂન અલરશીદ જેવા રાજા હવે કયાંછે? તેવાઓની તો ફક્ત વાતોજ રહીછે. ક્ષત્રીઓના ધર્મ બધા વિસરાઇ ગયાછે. જુઓ, મનુસ્મૃતિમાં ક્ષત્રી ધર્મ શા શા કહેલાછે?

प्रजानां रक्षणं दान, मिज्याध्ययन मेव च।
त्रिपयेष्वप्रसक्तिश्च, क्षत्रियस्य समासतः॥

તેને બદલે તો હવે રૈયતને રંજાડી જાતને શી રીતે સુખ આપવું એજ એમના ચિંતવનનો વિષય થઇ પડયો છે. પ્રજાના રક્ષણની તો વાત કોરાણે રહી પણ ઉપરા ઉપરી તેમની છુટને તથા હકોને પ્રતિબંધ કરનારા કરડા ધારાઓ તથા ભારે કરના બોજા તળે તેઓને કચરવામાં આવેછે. પ્રજાની બુમ તો સાંભળેછેજ કોણ? અધિકારીઓ પણ રાજાના આવા વર્તનથી અભિમાની અને બેદરકારી થઇ જાયછે અને રાજાને ખુશી રાખવા લોકોપર જોહુકમી કરવા તતપર રહેછે. આટલું થતાં રાંકડી રૈયત મુગે મ્હોંએ સર્વ સહન કરી રહી હતી પણ આ હગણાના રાજાના હુકમથી તો હવે હદ થઇ ગઇ છે. રાજા પોતાની સત્તાનો સર્વ સ્થળે ઉપયોગ કરીને સંતોષ ન પામતાં આપણાં મન પર અને તેમાંથી ઉપજતા વિચારોપર પોતાનો કાબુ બેસાડવા પ્રયત્ન કરેછે. ટુંકામાં તે આપણાં મ્હોંઢાં બંધ કરવા માગેછે. તે કોણ, પોતાના દેશને પોતાના હકને અને પોતાના માનને માટે લગાર પણ લાગણી ધરાવનારો સહન કરી શકશે? રાજા આપણી દેહને કેદ કરી શકશે પણ આપણા મનને કેદ કરવાને તો પરમેશ્વર પણ સત્તા ધરાવી શકતો નથી.

## ગાયન ૫.

(જબકે કલંદર બન બન ફિરકર૦ એ રાહ.)

કર્યો કેર રાજાએ આજે, પંથ ઉલટ આ લીધો છે;
હુકુમ અવળો જાહેર કરીને, ડૂચો મુખમાં દીધો છે.
કહો કેમ ભાઇ રહેશું, આવી દુષ્ટ તો અનીતિ,

નથી આવી એકે કાળ, કાળે ઉંચી રીતિ:

પલક એકમાં નાંખું ફચડી, મદોન્મત્ત એ પાપીને.

( બધા જાયછે. )

જંબુકઃ—આતો બધા મ્હારા શેઠનું ભુંડું બોલતા દેખાયછે. ચાલ્ય એમને જઈને ખબર આપું.

( પડદો પડેછે. )

---

## પ્રવેશ ૩.

### ( સ્થળ-ગામ બહાર મંદિર. )

( વસંતની સખીઓ પ્રભાવતી અને કલાવતી વાતો કરતાં આવેછે. )

**કલાવતીઃ**—અલી બ્હેન, હમણાનાં આપણાં કુંવરીબાની રીતભાત ઘણી વિચિત્ર થઇ ગઇછે. વાત કરતાં ચીડાયછે અને છણકા કરેછે તેનું શું કારણ હશે?

**પ્રભાવતી**—બ્હેન, કેમ તું સમજી નહિ? એકતો રાજાની પુત્રી અને તે પણ એકની એક; વળી તેની મરજી વિરૂદ્ધ કાંઇ પણ કહેવાય નહિ તેમ થાય નહિ, તેમાં અધુરામાં પુરૂં યુવાવસ્થા પ્રાપ્ત થવાથી તેનું મન વધારે ભ્રમિત થયું છે. મ્હને તો લાગેછે કે એને માટે હવે યોગ્ય વર પ્રાપ્તિ એજ એની સાન ઠેકાણે લાવવા બરોબર ઉપાય છે. પણ બ્હેન, આપણને આપણી સખીએ અહીં મહાદેવજીની પૂજા માટે સાધન ભેગાં કરી તૈયાર રહેવા કહેલુંછે તે આપણે વિસરી ગયાં, માટે ચાલો, આ આટલાં ફુલ છુટાં રહેલાં છે તેનો હાર ગુંથીએ. ( બેઉ જણ હાર ગુંથેછે. ) ( વસંત પ્રવેશ કરેછે. )

**વસંત**—કેમ સખીઓ, તમે પૂજાની સર્વ સામગ્રી ભેગી કરી રાખી છે ને?

**સખીઓઃ**—હા બ્હેન, બધું તૈયાર છે. ચાલો આપણે પૂજા કરીએ.

**વસંતઃ**—પૂજા તો કરીએ છીએ. પણ બ્હેન પ્રભાવતી, આ કલાવતીએ મ્હારી કાંચળી ઘણી સખત બાંધી છે તે મ્હને બહુ પીડા કરે છે માટે તે લગાર ઢીલી કર. કલાવતી હમણાંની બહુ ચેષ્ટા કરતાં શીખીછે, અને વાતે વાતે મ્હને સંતાપ કરાવેછે.

કલાવતી:—તેમાં મ્હારો શો વાંક કાઢેછે બ્હેન? તેમાં મ્હારી ભૂલ કંઇ નથી. ભૂલતો ફક્ત ત્હારાં સ્તનને વિસ્તારનાર ત્હારા યૌવનનીજ છે.

વસંત-બળ્યું બ્હેન, તને તો મશ્કરી કરવાનીજ ટેવ રહી. જા ત્હારી સાથે હવે નહિ બોલું.

કલાવતી--મ્હારા સમ; રીસાતી ના. લાવ્ય હું તેને નરમ કરૂંછું. ( ગાંઠ નરમ કરે છે ) આપણે અત્યારે શ્રી નીલકણ્ઠની આરાધના કરવા નીકળ્યાં છીએ તે કામ પહેલું કરવા દો. નહિતો આપણાપર દેવ કોપાયમાન થશે. રીસાવા મનાવાનો સમય તો પછી ઘણોએ છે.

( સૌ મંદિરમાં જાય છે અને પૂજા કરેછે. )

ગાયન ૬.

(રાગ કલ્યાણ-ત્રિતાલ.)

વસંત અને સખીઓ:--

જય જય જય દેવા, કરીએ નિશ દિન તુજ સેવા.

૫૦:-ચંદ્રકળા તું શિરમાં ધારે, ચોળે ભસ્મથી દેહ;
જટા મસ્તકે સર્પ હસ્તમાં, ભવાનીશ શું જેહ. જય૦
ગંગ માતને પડતાં ઝીલ્યાં, દીધો દક્ષને દંડ,
મનોભુ કાયા ભસ્મ કરીને, કીધા ત્રિપુરના ખંડ. જય૦
દયા રાખી જગ રક્ષણ કાજે, કીધું હલાહલ પાન,
જન્મ મરણથી મુક્તિ લેવા, ધરીએ ત્હારૂં ધ્યાન. જય૦

( ત્રણ જણ ચંદન પુષ્પ ચઢાવેછે અને મહાદેવજીને પગે પડેછે એટલામાં જંબુક પ્રવેશ કરેછે. )

જંબુક:—( મનમાં ) કપટસેનના ભેદનું કામ કરતાં હું તો થાકયો. રાતને દિવસ રખડવું અને જાતજાતની બાતમીઓ મેળવવી. આની વાત એને, અને એની વાત પેલાને. તેમાં સાચાં જૂઠાંએ કરવાં, વળી ઓળખાઉં નહિ એટલા માટે જુદી જુદી જાતના વેશ ધારણ કરવા; આટલી મહેનતે તેનો લાભ શો થવાનો.

શેઠ ચેનબાજી ઉડાવેછે, આજકાલ તો એ દેશના ધણીરણી થઇ પડયા છે અને દુર્ભાગી જમુના નશીબમાં તો ટાંટીઆં પસેવાના છે. ( ત્રણ જણ તરફ જોઇને ) અરે ! પણ અત્યારે આ ત્રણ બાળાઓ અહીં કાણુ ભેગી થયેલી છે ? છે તો માત્ર ત્રણ જણ અને બીજું કોઇ મનુષ્ય આટલામાં જણાતું નથી. બચ્ચા જમુ ! હવે ત્હારૂં નશીબ ઉઘડયું છે નહિ તો ત્હારા માટે આવું દેવાંગના જેવું સ્ત્રી રત્ન ક્યાંથી આવી મળે ? યુક્તિ કરીને પેલી બે જણીઓને ખસેડવા દે, અને પછી પેલી સુકુમાર યુવતીને ભેટવા દે. ચાલ્ય, જીવ; હિમ્મત ધાર, તો બેડો પાર. ( પ્રકાશ ) અરે અબળાઓ, તમે કોણ છો અને આવા નિર્જન સ્થળમાં આવા સમયે આવવાની કેમ હિમ્મત ધરી છે ? તમને શું કોઇ જંગલી પશુ અથવા કોઇ દુષ્ટ મનુષ્ય તરફથી ઉપદ્રવ થવાનો ભય નથી લાગતો ?

સખીઓ—આ અમારાં સખી મહારાજા ગર્વસિંહની કુંવરી વસંત બ્હેન છે. અમે અમારા સોમવારના નિયમ પ્રમાણે શ્રી મહાદેવજીની પૂજા કરવા આજ આવ્યાં છીએ. ઘણી વખત એકલાં આવીએ છીએ પણ શંકર કૃપાએ હજી સુધી કાંઇ પ્રકારનું વિઘ્ન અમને નડયું નથી.

જંબુકઃ—( બાજુએ ) અહો ! આ તો રાજાનીજ કુંવરી છેને ! કેમ કરવું વારૂ ? તેની કાંતિ એવી અનુપમ છે કે તેને મેળવવાની મ્હારી લાલસા પળે પળે વધતી જાયછે, પણ તેવું કામ કરતાં જો કોઇને જાણ પડેછે તો આ દુનીઆ પર પણ રહેવાના આપણને સાંસા થાયછે. હશે ! જે થવાનું હશે તે થશે. આપણને અહીં આવા વેશમાં કોણ ઓળખવાનું છે? અને વળી "મારવો તો હસ્તિ, અને લુંટવો તો ભંડાર." આવી તક કાંઇ ફરી ફરી મળતી નથી. માટે ચાલ્ય ! એની બ્હેનપણીઓને દૂર કરી મ્હારૂં કામ પાર પાડું. (પ્રકાશ) હે બાળાઓ હું રાજ્યદરબાર તરફથી હમણાંજ ચાલ્યો આવું છું. કુંવરીબા કોઇપણ રક્ષક વગર બહાર નીકળ્યાં છે તે જાણી રાજા સાહેબ બહુ ક્રોધે ભરાયા છે. તેમાં વિશેષ કરીને તમારા બે જણ પર તો બહુજ ગુસ્સે થયા છે. માટે મ્હને કુંવરીબાને લેવા માટે અહીં મોકલ્યો છે. તમારે જો રાજાના ક્રોધથી બચવું હોય તો છાનાં માનાં અહીંથી એકલાં ચાલ્યાં જાઓ અને હું કુંવરીબાને સુરક્ષિતપણે લઇને આવુંછું.

( બે સખીઓ વસંતના સામું જુએછે, અને તેમને જવા દેવાની તેની મરજી દેખી ચાલી જાયછે. જંબુક આસપાસ જુએછે અને એટલામાં કોઇ નથી એવી ખાત્રી કરી કુંવરીને કહેછે. )

હે રમણી ! હવે હું મ્હારા મનને વધારે વખત કબજામાં રાખી શકતો નથી. ઢોંગી ભાવ ભજવી હું થાકયો છું માટે તને ચોખ્ખે ચોખ્ખુ કહું છું કે મ્હને ત્હારા પિતાએ કાંઇ મોકલ્યો નથી. મ્હારા સારા નશીબે પરમેશ્વરનો મોકલ્યો હું અહીં આવ્યોછું. હું ત્હારાપર આસક્ત થયો છું, માટે હે રમ્ય રામા ! ત્હારી તરફ મ્હારી એટલીજ વિનંતિ છે કે મ્હને આલિંગન આપી મ્હારા ઉકળતા આત્માને શાંત કર.

( એમ કહી ભેટવા જાયછે. )

**વસંતઃ**—દૂર થા, નીચ ! તું મ્હને ઓળખતો નથી ? મ્હારા પિતા તને પળવારમાં ચોળી નાંખશે.

**જંબુકઃ**—ત્હારા પિતાને જે કરવું હોય તે કરશે પણ આ વખતે તો તને છોડવાનો નથી. જે વાત મરજીથી નહિં થાય તે આખરે બળથી થશે. માટે વિચાર કરજે.

**વસંત**—હે નર પિશાચ ! તું શું એમ ધારે છે કે તું એવી બીક બતાવીશ એટલે હું બ્હીને ત્હારી અધમ વાસનાને આધીન થઇશ ? હું અહીં એકલી છું એટલે તું ત્હારા મનમાં એમ માનેછે કે મ્હને કોઇ બચાવે તેમ નથી ? પણ એ ત્હારી ધારણા ખોટીછે. અનાથનો નાથ જગતનો નાથ છે, અને તે તેનું સર્વ રીતે રક્ષણ કરેછે.

**જંબુકઃ**--હે હઠીલી બાળા, ત્હારી હઠ છોડ (એમ કહી તેનાપર હુમલો કરવા જાયછે) ( વસંત આઘી ખસી જાયછે અને બુમ પાડેછે ).

**વસંતઃ**--અરે ! આ એકાંત સ્થળમાં આ અનાથ અબળાપર કોઇ દુષ્ટ જુલમ ગુજારેછે માટે કોઇ વ્હારે આવો.

( મૂર્છા પામેછે ).

( મદનરાન પાસેના જંગલમાં ફરતો હોયછે તે સાંભળેછે અને એકદમ દોડતો આવી બંદૂકનો ઘોડો ચઢાવી જંબુક તરફ ફોડેછે. બ્હાર ખાલી જાયછે. જંબુક મદનને વેગળેથી જુએછે અને નાસવાની તૈયારી કરેછે; નાસતાં નાસતાં કહેછે ).

જંબુક:--( બાજુએ ) બાજી બધી બગડી, અને તે આ મ્હારા શત્રુ મદનના મ્હારી આડે આવવાને લીધે. ઠીક છે, બચ્ચા મદન, યાદ રાખજે કે જમ્બુને દુશ્મન કરવામાં ત્હારે શાં શાં માઠાં પરિણામ ભોગવવાં પડેછે.

( નાશી જાયછે).

## ગાયન ૭.

### ( રે ના બોલો આવી વાત૦ ને મળતો રાહ )

મદન:—( વસંત પાસે આવીને સસ્નેહ )

મ્હાત કર્યો છે પાપીને મ્હેં; (૨)

જો ગયો છે બીરૂ ત્હારો, વચન બોલીઁઆ જીવને ઠારો,

મન વિષે તમે હિમ્મત ધારો, બની આજની સહુ વિસારો. મ્હાત૦

અન્ય ઇચ્છાંઉર નેત્ર ધારે, આંખ ઉઘાડે શાણી ક્યારે,

જ્યમ કમલિની નિત્ય સવારે, પદ્મ વિકાસે રમ્ય ભારે. મ્હાત૦

( વસંત આંખ ઉઘાડેછે. )

વસંત:—અહો ! આ મધુર ધ્વનિ મ્હારા કર્ણની અંદર અમૃત રેડતો કઇ તરફથી આવેછે. ( મદન સામુ જોઇને ) અહો ! એ તો મ્હને બચાવનાર આ મહાપુરૂષનો સ્વર છે. વાહ ! શું તેનું રૂપ છે ! જાણે સાક્ષાત્ મદનનો અવતાર ન હોય !

## ગાયન ૮.

### ( રાગ-ગઝલ-ભૈરવી )

તરૂણી ઓખા સ્હાય કાજ, અનિરૂદ્ધ આ શું ખાસ છે ?

કામિની ચિત જીતવા શું, કામનો આભાસ છે ?

રૂક્મિણીની વ્હાર કારણ, કૃષ્ણ આ અવિનાશ છે ?

અર્જુન શું હરવા સુભદ્રા, આવીયો આ પાસ છે ?

હે મહાનુભાવ ! આ દાસી કોના ઉપકારમાં છે તે કૃપા કરીને જણાવશો ?

**મદન:**—હે મધુરી, હું નિર્મળસેનનો પુત્ર મદન છું.

**વસંત:**-(મનમાં) ત્યારે તો મ્હારા પ્રાણનો આધાર ખરેખર થઈજ ચુકયો. (પ્રકાશ) ઠીક ત્યારે, આ મ્હારા મહેલના સેવકો આવતા જણાયછે તેમની સાથે હું જાઉંછું, કારણ કે ઘણું મોડું થઇ ગયું છે. પણ વખતો વખત આપની આ ચરણ રજ દાસી ગર્વસિંહની પુત્રી વસંતને સંભારજો. (જાયછે.)

**મદન:**—અહા-ગઈ-ચાલી ગઇ-સમૂળગી ગઇ-સાથે મ્હારૂં મન લેતી ગઇ. અહા ! શું એનું માધુર્ય ! શું એની કાન્તિ ! હે મન ! હવે તો તેનુંજ ધ્યાન તું ધર ! એનાજ નામનો જાપ જપ ! અરે ! પણ આશું ? એકદમ તેની તરફ ચિત્ત જવું તે શું વિષયાસક્તિનો તો ઉદ્ભવ નથી ! ના ના, મદનના મનમાં એવો દુષ્ટ વિચાર સ્ફુરે તેમજ નથી. શુદ્ધ પ્રેમ, એજ નેમ, ને તેમાં ક્ષેમ. જોતાં વાર એની લગની થઇ તેમાં કાંઇ ખોટું નથી, કારણ કે,

**(વિષમ હરિગીત)**

કોણ મોહ્યો જગ વિષે, ચાહ્યો નહી પહેલી મિષે.

પણ કદાચ આવો સહજ પ્યાર વિઘ્નનું કારણ તો નહિ થઇ પડે? ના ના,

**(વિષમ હરિગીત.)**

કીધી કૃપા જો જગદીશે, આનંદ વર્તે સૌ દિશે.

વાહ પ્રિયા ! શી ત્હારી ખુબી ને શી ત્હારી છટા !

**ગાયન ૯.**

**( લાવણી-મદનની શું બોલુ બલિહારી૦ એ રાહ )**

અહો શી ખુબી ત્હારી પ્યારી,

જોઇ રસિકતા ત્હારી વ્હાલી, જાઉં હું વારી;

( ત્યારે કામ શી રીતે પાર પાડું ? લાચાર બની આજીજી કરૂં ? ના, તે આજીજી માગે એવી ક્રુર નથી, તેમજ તેમ કરવું મ્હને ઘટતું નથી. )

ઘટે ના કરવી લાચારી,

વ્હાલી જલાવે શીદ મ્હને તું, સિંચ પ્રીતિ વારિ;

( પછી બીજું શું માગું ) ?
રસિકડી કર પ્રીતિ મ્હારી,

ઉદારતા તું દાખવ મીઠી, હઠાવ નાદારી.

( છેવટે મ્હારી એને લીધે થએલી ખરાબ સ્થિતિનું વર્ણન આપું ? હા, તે બરોબર છે. તેનાથી તેનું મન પીગળશે. )
ઘૅાયલ ત્હેં કીધો મ્હને ભારી,

આખર વ્હાલી વધુ વદું શું, રહ્યો હાય હારી.

( તે જાયછે. પડદો પડેછે. )

---

## પ્રવેશ ૪.

### ( ગામમાં એક નિર્જન સ્થળ ).

### ગાયન ૧૦.

**( લાવણી-ઓ ભગવાન પતિ નાદાન૦ એ રાહ. )**

**અપળા**:—સુણો અહો દેશીઓ હાય, વિધવા લ્હાય, બનો સૈ સ્હાય,

ક્રૂરતા મ્હેલી (૨), વરસે જેથી સર્વત્ર શાંતિની હેલી.

વય નાની મંહીં હું રાંડી, કોદીના માંડી, બાંધવે છાંડી,

રૂહેમ ના આણી (૨), દુખ દરિયામાં ડુબી કોઇ અરે નવ જાણી.

સૈ રાંડ રાંડ કહે ખરે, દયા ના ધરે, કયહાં જઇ ઠરે,

દુઃખ કોણ ટાળે (૨), ધારૂં મનથી હું ઝડપી કેમ ના કાળે.

હે કઠોર મનના જનો, અબળા ના દમો, સહીશું કયમ અમો

કુનીતિ આવી (૨), અવળી રીતિરે કહો કેમ આ ફાવી.

આતો અધર્મ શી રીતે ચાલ્યો ? મરદ રાંડે તો તે ફરી પરણી શકે, પણ જો બિચારી અબળા રાંડી તો તેના તો પૂરેપૂરા ભોગ. સાસરે હીણભાગી, ખરાબ પગલાંની, વિગેરે અનેક ગાળોનો તેનાપર વરસાદ વરસે, જાણે કે પોતાના સ્વામીને મારવામાં તે કારણભૂત થએલી ન હોય; પીએરમાં ભાઇના માનથી છકી ગએલી

ભોજાઈઓ દોર ચલાવે, સઘળાં માણુસોમાં હડધૂત થાય, વધારામાં કુસુમાયુધનો મારો તો તેનાપર ચાલુજ હોય. આટલું છતાં સારી ચાલે ચાલતાં કુવર્તનનો આરોપ તો તેને માથે ચોટેલોજ. રાંડેલી ઓને માંડેલી કરવામાં સભ્યતાનો અને મર્યાદાનો દોષ લાગતો હોય તો બીજવરને બિલ્કુલ અનુભવ વગરની કુમારી કન્યા સાથે પરણાવવામાં તેટલોજ સભ્યતાનો અને મર્યાદાનો બાધ શું નથી લાગતો ? આ જાતીએ બીચારીએ એવાં તે શાં પાપ કર્યા હશે કે તેનાપર આટલો બધો જુલમ ? અને તે પણ પ્રૌઢ ઉમરે પહોંચેલી સ્ત્રી રાંડી હોય ને તેનાપર આટલો બધો જુલમ હોય તો તો જાણે મન વાળીએ. પણ મ્હારા જેવી બાળ રાંડ કે જેણે દુનિયાનો લગાર પણ રસ ચાખ્યો ન હોય તેનાપર આવો રાક્ષસી જુલમ કેમ સહન થાય ? હે દુઃખી વૈધવ્ય ! ત્હારા દુઃખની હવે હદ આવી ગઇછે. હે કઠણ હૃદયના નરો ! તમે શા માટે અન્ય જાતિનાં નશીબનો આ પ્રમાણે અવરોધ કરોછો ? તમારા આપમતલબીપણાની આ પરિસીમાછે !!

(કપટસેન ચપળાનો વિલાપ સાંભળતો પ્રવેશ કરેછે).

**કપટસેનઃ**—( મનમાં ) આ કોઇ વિધવા પોતાના દુઃખનો વિલાપ કરતી જણાયછે. તેનું રૂપ સુંદર છે. તેની સાથે મહોબત કરી હોય તો વળી આ કપટસેનના સુખમાં વધારે વૃદ્ધિ થશે. ( પ્રકાશ ) હે દુઃખી બાળા, તું શા માટે વિલાપ કરેછે ? રાજ્યમાં પ્રાણી માત્રના દુઃખનું નિવારણ કરનાર આ માણુસ ત્હારી પાસેજછે, પછી તને દુઃખ શું ? તું મ્હારા રક્ષણ નીચે આવ્ય એટલે ત્હારૂં વૈધવ્ય દુઃખ એક પલકમાં નાશ થશે અને સર્વ રીતે તું સુખી થઇશ.

**ચપળાઃ**-(મનમાં) આ તો રાજાનો પ્રધાન કપટસેન છે. છેતો સર્વ રીતે પુરો, હિમ્મતબાજ છે, પ્રવીણ છે, અને સાથે સત્તાવાળો પણ છે. તેની સાથે દોસ્તી કર્યાથી આપણું સર્વ દુઃખ તો નાશ પામવાનુંજ પણ લોકાપવાદનો ભય અને મૃત્યુ પછી દૂષિત થયેલા જીવની માઠી ગતિનો ભય ! તેનું શું કરવું ? (પ્રકાશ) મ્હારી અવસ્થા એવી ખરાબ થઇછે કે આપ જે કહોછો તે આજ ક્ષણે કરવાને તૈયાર છું, પણ માણુસોની કિંવદંતિ અને ઇશ્વર શાસન,

તે બેની મ્હને બહુજ બીક છે.

**કપટસેનઃ**—તેની કાંઈ ફિકર નહી. મ્હારા જેવા સબળ સત્તાવાળાને માણસોની વાત કદી પહોંચી શકશેજ નહિ. અને ઇશ્વર ભયની તો દરકાર કરવીજ નહિ. પરમેશ્વર ક્યાં બધુ જોવા બેઠોછે? અને મૃત્યુ પછી માણસની અવસ્થા કોણ જોઇ આવ્યું છે? એતો બધા ગપાટાછે. દુનીઆમાં જે સુખ માણ્યું તેજ ખરૂંછે, બાકી સર્વ ખોટુંછે.

**ચપળાઃ**—( મનમાં ) આજે કહેછે તેમાં સત્યતા લાગેછે. ( પ્રકાશ ) વારૂ ત્યારે તમારી માંગણી હું કબુલ કરૂંછું. આપણું મળવાનું ઠેકાણું આપણે ક્યાં રાખીશું ?

**કપટસેનઃ**—સંકેત સ્થાન તરીકે આપણે નદીના તટનું સ્થળ નક્કી કરીએ. જગા મનોહરછે તેમજ આપણું રહસ્ય ત્યાં સચવાય તેમછે. ત્યાં આપણા સર્વ મનોરથ પુરા પડશે.

**ચપળાઃ**—બહુ સારૂ. ત્યાં હું મ્હારી નવરાશની વખતે આવવા ચૂકીશ નહી. વખત નકકી કરી તમારા વિશ્વાસુ સેવકને મ્હારી પાસે મોકલજો.

( સર્વ જાયછે. પડદો ઉપડેછે).

---

## પ્રવેશ ૯.

### ( સ્થળ—જંગલમાં ).

**નિર્મળસેનઃ**—ભાઇઓ, અને મ્હારા દેશવટાના સાથીઓ, શું અનુભવે આપણી આ જીંદગીને ચિત્ર વિચિત્ર ભપકાથી વધારે મધુર નથી કરી ? શું, આ જંગલ દગાખોર રાજ્ય દરબારથી વધારે ભયમુક્ત નથી ? અહીં ફક્ત આપણે મનુષ્યને સર્જીત સજા ભોગવીએ છીએ, અને તે ઋતુઓના ફેરફાર છે. શિઆળાના પવનના ઝપાટાનો હિમ જેવો ઠંડો અને અણીઆણો દાંત, અને તેનો જંગલી ઠપકો, જ્યારે મ્હારા શરીરને હું ટાઢથી થરથરૂંછું ત્યાં સુધી કરડેછે અને ફુંકેછે, ત્યારે હું મલકાઈને કહુંછું કે ' આ ખુશામત નથી. આ એવા સલાહકારો છે કે તેઓ તેમના પ્રભાવથી હું જે છું તેનું ભાન મ્હને કરાવે છે.' આપત્તિના અનુભવનો લાભ ઘણો મનોહર છે. તે બેડોળ અને ઝેરી સર્પની માફક તેના મસ્તકમાં

અમૂલ્ય રત્ન ધારણ કરેછે. અને આપણી આ જીંદગી જનસમૂહના હલ્લામાંથી મુક્ત હોવાથી વૃક્ષોમાં વાચા, વહેતા વહેળાઓમાં ગ્રંથ, પથ્થરમાં ભાષણ, ટુંકામાં સર્વ વસ્તુમાં સારૂ જુએછે. હું તે બદલવાનું કદી પણ પસંદ નહિ કરૂં.

**પહેલો સામંતઃ**—ખરેખર આપ સાહેબજ ભાગ્યશાળી છો જે વિધિની ક્રૂરતાને આવા શાંત સંતોષના રૂપમાં પલટાવી શકો છો.

(અર્થદાસ પ્રવેશ કરેછે).

**નિર્મળસેનઃ**—મ્હારો મિત્ર અર્થદાસ આવ્યો. કેમ ભાઇ, ત્હારી શી ખબર છે? ખુશીમાં તો ખરોને?

**અર્થદાસઃ**—હાજી ખુશીમાં છું. અને આપને દેખીને વધારે. આપના શા સમાચાર છે, વારૂ?

**નિર્મળસેનઃ**—મિત્ર, સુખા તોછું—પણ—કચેરીમાં શી નવા જુની છે?

**અર્થદાસઃ**—છે એમનું એમ છે. અંધાધુંધી ભરેલો કારભાર પુરા જોરમાંછે.

**નિર્મળસેનઃ**—અફસોસ! આવા નિવૃત્તિ સ્થળમાં આવ્યા છતાં વારંવાર પ્રયત્ન કરતાં પણ મ્હારા દેશની તેમજ મ્હારી અવસ્થાનો વિચાર મ્હારા મનમાંથી એક ક્ષણવાર પણ ખસતો નથી. અહો! વૈભવ કેવો અનિશ્ચિત છે? બે દિવસપર મ્હારી સત્તા કેટલી બધી હતી? મ્હારા બોલને હજારો માણસ પડતો ઝીલી લેતા હતા. આજ કોઇ મ્હારા સામે નજર પણ નાંખવાની મરજી ધરાવતું નથી. જેમ અસંખ્ય મધમાખીઓથી સેવાએલું પુષ્પ નિરસ થઇ જતાં તેઓથી સદંતર તજાયછે અને પછીથી સૂકાઇ ખરી પડેછે, જેમ અસંખ્ય પશુપક્ષીથી આકુળ થયેલો લીલા વૃક્ષવાળો હરીઆળો બાગ સૂકાઇ જતાં તેઓથી સમૂળગો છોડાયછે, જેમ હજારો મનુષ્યોથી ઉભરાઇ જતો લગ્ન મંડપ લગ્ન પૂરૂં થતાં બીલકુલ મૂકાયછે, તેવીજ મ્હારી દશા હાલછે. આજ સુધી રાજાને પણ મૂછના વાળ સમાન હું હતો. તેને હું જેટલું પાણી પાતો તેટલું તે પીતો. હવે તેને આંખના પાટા બરોબર થઇ પડયોછું. દેશની પાયમાલીનો સમય નજીક આવી લાગ્યો છે. રાજાને આવી મતિ કયાંથી સૂઝી તેની કાંઇ સમજ પડતી નથી. ભાઈ અર્થદાસ! હવે શું કરવું? મ્હારા મનમાં વૈરા-

ગ્ય આવ્યો છે. જે થાય તે હવે થવા દયો. મ્હારે તમારા તરફ શું થાયછે તે વિશે લગાર પણ લક્ષ આપવું હવે યોગ્ય નથી. બાકીની મ્હારી જીંદગી શાંત ચિત્તથી ઇશ્વર આરાધનમાં આવા સ્થળમાં ગુજારવી એજ મ્હારે માટે બરોબર રસ્તો છે. સમય ઘણો બદલાયો છે. જેટલે દરજ્જે રાજા ભ્રષ્ટ થયોછે તેટલે દરજ્જે પ્રજા પણ ભ્રષ્ટ થઇછે. એતો "**यथा राजा तथा प्रजा**". સ્વદેશાભિમાન, સ્વબહુમાન, સ્વાત્માર્પણ, આત્મ સંયમ, વિગેરે મહાપ્રજા થવાને જોઇતાં જરૂરનાં લક્ષણ સર્વે નાશ પામ્યાં છે. તેને બદલે તે ગુણોને નામે કમાઇ ખાવાના પ્રયત્ન આરંભાયા છે. સૌ માણસ પોત પોતાના સ્વાર્થમાં મચ્યા રહેછે. ધર્મના નામે હજાર જાતનાં ધતિંગ ઉભાં થવા માંડયાં છે. સુધારાના નામે જાત જાતના કુધારા દાખલ થવા પામ્યા છે, અને ઉંચી રાજ્યનીતિને નામે તદન પોકળ કુનીતિ પ્રવર્તાવવા માંડી છે. સત્યતાનો અણુ માત્ર પણ રહ્યો નથી. જ્યાં જોશો ત્યાં ઢોંગ, સોંગ અને બળજોરી જોવામાં આવશે. જમીનમાંથી સત્વ ગયો, પાણીમાંથી અમી ગયાં, રસમાંથી કસ ગયો, અન્નમાંથી મીઠાશ ગઇ, અને માણસોમાંથી હેત ગયાંછે. ટુંકામાં કલિયુગનું હવે ખરેખરૂં સામ્રાજ્ય જામ્યું છે તે વાત નિઃસંશય છે.

**અર્થદાસઃ**—ખરી વાત છે સાહેબ; આપ કહોછો તે બરોબર છે. રાજા અને પ્રજા બન્ને ધર્મભ્રષ્ટ અને વિવેક રહિત થયાં છે અને તેનાં કડવાં ફળ હવે અનુભવવા માંડયાં છે. આજ સુધી દેશ ઉપરથી સુખી દેખાતો હતો પણ હવે તેનું ખરૂં સ્વરૂપ પ્રગટી નીકળ્યું છે. અત્યાર સુધી નાટકના નાચ રંગનો અને સુખ વૈભવનો દેખાવ હતો પણ હવે પડદો બદલાઇ વિકાળ જંગલ દેખાવા માંડયું છે. લોકો સૌ પૈસે ટકે હેરાન થઇ ગયા છે. વેપાર ભાગી પડયોછે. ખેડુતો પાયમાલ થઇ ગયા છે, અને રાજ્યની નોકરીમાં ગણ્યા ને ગાંઠયા રાજાના માનીતા ખુશામતીઆઓ અને આપ મતલબીઓ પગ પેસારો કરીને રળી ખાયછે. વિનિપાત સર્વ તરફથી થઇ ચુકયો છે. પણ સાહેબ ! એટલા માટે શું કાયરની માફક બેશી રહેવું ? જ્યારે પુરેપુરી મુશીબતોમાંથી પસાર થઇ વિજય મુકુટના છોગા સાથે વાજતે ગાજતે બહાર નીકળી આવે ત્યારે માણસની ખરી ખુબી જાણવી. દેશ સેવા ઇશ્વર સેવા કરતાં કોઇ પણ પ્રકારે ઉતરતી નથી. આપે

હાલમાં અહીં રહેવું અને શું થાય છે તે જોયાં કરવું. હું શહેરમાં રહી વખતો વખત આપને ત્યાંની સ્થિતિથી વાકેફ કરતો રહીશ. વખત આવ્યે તમારે તમારો ધર્મ બજાવવા બહાર પડવા ચુકવું નહિ. તમારૂં કર્તવ્ય તો એજ છે કે રાજા અને પ્રજા બન્નેને શાંત ચિત્તથી ધીમે ધીમે ઠેકાણે આણી એક મધ્યસ્થનું કામ બજાવી તેમને અધોગતિથી બચાવવાં અને દેશનો ઉદય કરવો. પૈસા ટકાની ખોટ નથી. મ્હારી કને જેટલુંછે તેટલું બધું મ્હારા દેશને માટે અર્પણ કરૂં છું. દેશ સેવામાં મ્હારૂં ધન વપરાય એવું મ્હારૂં અહોભાગ્ય ક્યાંથી ?

**નિર્મળસેન**:--શાબાસછે મ્હારા મિત્ર ! ત્હેં આજ મને મોટી ભૂલમાંથી બચાવ્યોછે. ત્હારૂં કહેવું બધું સત્યછે અને એ પ્રમાણે વર્તવાથી અંતમાં આપણો વિજય થશે.

( સેવક પ્રવેશ કરેછે ).

**સેવક**:--સાહેબ, ભોજન સમય થયોછે માટે પધારો.

**નિર્મળસેન**:--ચાલો અર્થદાસ, આપણે જમી લઇએ અને પછી આપણે આપણી યુક્તિઓ બરોબર રૂપમાં ગોઠવીશું.

( સર્વે જાયછે. પડદો પડેછે ).

ઇતિ ' **श्री मदन दर्शन** ' નામનો પ્રથમ અંક સમાપ્ત.



# अंक २.

## પ્રવેશ ૧.

(સ્થળ—વસંતનું શયનગૃહ.)

### ગાયન ૧૧.

( બતાદે સખી૦ એ રાહ. )

વસંતઃ--કહે તું સખી કોણ મિલાવે શ્યામ.
નિશદિન ભટકી, ચિતને પટકી
તોએ ન પામી વિરામ-કહે તું સખી૦
બૉળ સૌ લટકી, વૉત સૌ છટકી
હારી હવે હું હામ-કહે તું સખી૦

**કલાવતીઃ**--બ્હેન, આતે તને શી ભમણા લાગીછે ? આવું તો કોઇ ઠેકાણે દીઠું નહિ. જે દિવસની મહાદેવજીનાં દર્શન કરીને આવી છું ત્યારની તને આ હદે લાગીછે. હું તને પગે પડી વિનવી કહુંછું કે આ રીત સારી નથી. જો સરકાર જાણશે તો તે ઘણાજ ગુસ્સે થશે અને તેમાં વિના કારણે અમારા ભોગ મળશે. કેમ સખી પ્રભાવતી, હું ખરૂં કહુંછુંને ?

**પ્રભાવતીઃ**--હા બ્હેન, તું કહેછે તે અક્ષરશઃ સત્ય છે. બહુ અસ્થિર મન રાખવું શા કામનું ? વારંવાર તેમ કર્યાથી પ્રેમ ઘેલાં થઇ જવાય. અને વળી આવી બાબતોમાં તો ઘણોજ વિચાર કરવાનોછે. વડીલની સલાહ લીધા શિવાય આગળ પગલું ભરવું યોગ્ય નથી. ત્હારો મનનો માન્યો ત્હારા પિતાને પસંદ પડશે કે નહિ તેની શી ખાત્રી ? જાણુતી નથી કે મદનનો પિતા નિર્મળસેન ત્હારા પિતાનો કટ્ટો શત્રુ થયો છે ?

**વસંતઃ**-હું તે બધું જાણુંછું અને તે અથથી તે ઇતિ સુધી. તેમાં નિર્મળસેનનો કાંઇ પણ વાંક નથી. બધી ભૂલ પિતાજીનીછે.

હશે ! ગમે તેમ હોય તેમાં મ્હારે શું લેવાદેવા છે ? મ્હેં તો મ્હારૂં અંતઃકરણ મદનને સોંપ્યુંછે અને હવે જીવન પર્યંત તેનીજછું. વરવું તો તેને વરવું નહિ તો કોઇને નહિ. બ્હેન કલાવતી, તું મ્હને એનો પત્તો લગાડી આપ અને તેનું મન કેવું છે તેની તપાસ કરી લાવ્ય. તે જાણ્યા શિવાય મ્હને લગાર પણ ચેન પડવાનું નથી. હે મદન ! વ્હાલા મદન ! આ ત્હારી દાસીને ત્હારૂં મુખારવિંદ જોવાનો પ્રસંગ કયારે મળશે ?

**કલાવતીઃ**--જા બ્હેન જા, આમ છેક અધીરી શું થાયછે ? કાંઇ ઉતાવળે આંબા પાકતા હશે ?

### ગાયન ૧૨.

**( घेउनी ये पंखा, वाळयाचा, जा जा जा झणी० એ રાહ.)**

વાહ સખી શું આ, ગાંડીરે, ના ના ના ઘટે
નિર્બળ શું થાયે, ધીરથી દુઃખ મટે,
સંતાપે, તે ન ઘટે; ના ના ના ઘટે.

**(સાખી.)**

વેગે કારજ નવ સરે, ખેદ અતિ મન થાય,
કરો યત્ન પ્રભુને સ્મરી, આવે નિશ્ચે સ્હાય;

**વસંતઃ**--આલી શીખ શું દે, શાણીરે, હા હા હા ઘટે
વીતે તે જાણે, પીયુનું નામ રટયે,
પીડા સૌ, તરત ઘટે, હા હા હા ઘટે;

**(સાખી.)**

પ્રીતમ પ્રભુને હું સ્મરૂં, ભલે ગમે તેમ થાય,
તો પણ કારજ નવ સરે, પાડું નિશ્ચે કાય.

**કલાવતીઃ**--(બાજુએ) આને જે નવી લગની લાગીછે તેનો પ્રતિકાર કર્યા વિના સિદ્ધિ નથી, નહિ તો આમને આમ એનું ચિત્ત ભ્રમિત થઇ જશે. (વસંતને) બ્હેન, તું કોઈ પણ રીતે ગભરાઇશ નહિ. હું જાતે મદનરાય પાસે જઇશ અને તેનું હૃદય વાંચી ત્હારા

મનની કામનાની અનુસારે તેનો ઉત્તર લાવી ત્હારા દુઃખનું જલદીથી નિવારણ કરીશ.

**વસંતઃ**--ત્યારે સખી, ત્હારા જેવો તો પરમેશ્વરે નહિ; પણ ઘણીજ સંભાળથી કામ લેજે. મ્હારા વ્હાલાને કોઇ પણ રીતે માઠું લાગે તેમ કરીશ નહિ. તેમને સપ્રણામ કહેજે કે તમારી ચરણરજ દાસી રાત ને દિવસ તમારૂં સ્મરણ કરતી બેઠી છે. તેનું મન અહર્નિશ તમને મળવાને તલસ્યાં કરેછે. તેનાપરનો તમારો તે દિવસનો ઉપકાર હજી સુધી અદા નહિ થયાથી તેનો બોજો તેને અનવરત સાલ્યા કરેછે, માટે તમારા ઉદાર દિલ પ્રમાણે સર્વથા વર્તવા પ્રયત્ન કરશો. ( કલાવતી જાયછે. પડદો પડેછે. )

## પ્રવેશ ૨.

**( સ્થળ મદનરાયનું ઘર )**

( મદનરાય દુઃખી અવસ્થામાં હર્ષદરાયના ખભાપર હાથ મ્હેલી પ્રવેશ કરે છે. )

### ગાયન ૧૩.

**( ગઝલ કવાલી. )**

**( અહો દિલદાર જરી દેદાર, દીવાનીને દેખાડોને. એ રાહ )**

**મદનરાયઃ**--

પ્રિયે હાયે દશા મ્હારી, બની બહુ આજ દુઃખીઆરી,
થઇ કયમ ક્રૂર તું આવી, થશે ભાવિ થશે ભાવિ.
કૃશાંગી તું મ્હને ભાવી, જુવાની ભર્ વહી જાવી;
કરી વિચાર હે આલી, હશીને તાળી દે વ્હાલી.
અયિ મુગ્ધા જુવંતીરે, રટું તુંને અહોનિશે;
રટું તુંને અને ઝંખું, તું મય વિશ્વ હું પેખું.
અયિ શું રૂપ તુજ આલી, અહા શી આંખ અણીઆલી;
ધીમે ધીમે બહુ પ્યાલી, અહીં તો જાય મુખ લાલી.

બહુ અસ્વસ્થ છું હું યાર, વિના દેવ નહિ આધાર:
અહો દેવા જીવન આ ધાર, ડુબંતા નાવને તું તાર.

મૃદુ અંગી છતાં તું રે, બહુ દમવેજ સખ્ખી છે;
અમી દૃષ્ટિ સરસ રૂડી, બહુ અંતરથી કુડી.

ગતિ તુજ મંદ છે સારી, નચાવે તે મ્હને ભારી;
છું તું બહુ બોલવે મીઠી, તું જેવી ધૂર્ત નહિ દીઠી.

પરસ્પર આ વિરોધી જે, ગુણો તુંમાં ભર્યા બહુ છે,
વિનંતિ ઉર મુજ ધારી, મ્હને લે વ્હાલી સ્વીકારી.

અરે રે! મ્હારે હવે શું કરવું? હે વસંત, ત્હારા તરફથી કાંઇ પણ સમાચાર આજ દિન સુધી ન આવ્યા શું તું મ્હને સ-મૂળગી ભૂલી ગઇ?

**હર્ષદરાયઃ**—ભાઇ આમ શોક શો કરેછે? લગાર ધીરજ ધર તો સૌ સારાં વાનાં થશે. 'હિમ્મતે મરદા તો મદદે ખુદા.' આમ છેક કાયરની માફક શોક કરવો શું ઉચિત છે?

**મદનરાયઃ**—ભાઇ, શોક તે કેમ ન થાય? એક તો પ્રિયા તરફથી વિસ્મૃતિનો ભય, અને બીજો તે રાજાની પુત્રી અને હું રાજાની ઇતરાજીએ પહોંચેલા પ્રધાનનો પુત્ર એટલે કદાચ તેની મરજી મ્હારા તરફ હોય તો પણ તેમાં અવરોધ થવાનો ભય. આમાંનું શું હશે તેની કાંઇ સમજ પડતી નથી.

( કલાવતી પ્રવેશ કરેછે. )

**હર્ષદરાયઃ**—આતો ત્હારી વસંતની સખી આવી હોય એમ લાગેછે ને? ( કલાવતીને ) કેમ બ્હેન, તું કેમ આવી છું વારૂ?

**કલાવતીઃ**—હું મદનરાયની ખબર પૂછવા આવી છું. ( મદનરાયને ) કેમ, શરીરે તો સુખછે ને?

**મદનરાયઃ**—સુખ! સુખ કેવું? હવે તો જ્યાં સુધી પ્રિયાને મળાય નહિ ત્યાં સુધી સુખનાં શમણાંજ તો. આ સંસાર સઘળો અકારો થઇ પડ્યો છે. પ્રિયા પ્રિયા ને પ્રિયા, બીજું કાંઇજ નહિ.

( ગઝલ. )

બન્યો હું તો ખરો ઉન્મત્ત, કરૂં નહી કોઇને પત્ત;

**કલાવતીઃ**—અરે! આ આમ કદાચ ગાંડા થઇ જશે કે શું? લાવ્ય, લગાર એમને શાંત પાડું. (મદનરાયને) ભાઇ, લગાર શાંત થાઓ; છેક આમ શું કરો છો. શાંતિ રાખો.

**મદનરાયઃ**--શાંતિ! ના ના, તે તો નહિ બને!

( ગઝલ. )

નહી લવ પણ મ્હને શાંતિ, રહીછે જ્યાં સુધી ભ્રાંતિ.

પ્રિયા તરફથી કાંઇ પ્રવૃત્તિ આવશે ત્યારેજ મ્હારા જીવમાં જીવ આવશે. વસંત વસંત ને વસંત. મદનને માટે તો વસંતજ. બાકી સર્વ નકામું છે.

**કલાવતીઃ**--હવે આને બહુ ટળવળાવવામાં સાર નથી. ( મદનરાયને ) ભાઇ, તમે કોઇ રીતે ગભરાશો નહિ. બાઇ સાહેબની હાલત પણ કાંઇ તમારા કરતાં સારી નથી. જે દિવસથી તમને દીઠા છે તે દિવસથી એમની સ્થિતિ બહુ વિચિત્ર થઇ ગઇ છે. ખાવું પીવું પણ તેમને અરૂચિકારક થઈ પડયું છે. ગીત નૃત્યાદિક વિનોદ કાર્યમાં પણ તેમનું મન પરોવાઇ શકાતું નથી. ટુંકામાં તે બેચેન થઇ ગયેલાં છે અને પંચપુષ્પના બાણના પ્રહારની અસર તેમના શરીરપર બરાબર જણાઇ જાયછે. સાંભળો,

## ગાયન ૧૪.

( માન માયાના કરનારારે૦ એ રાહ. )

પડી દૃષ્ટિ તું પર જે ઘડીથી રે, સખી મ્હારીનું મનડું લોભાયું,
કુસુમશરે ચોડયું શર સચોટ રે, સખી મ્હારીનું ચીતડું ચીરાયું,
ઝબકે પ્રભા શી આ ત્હારી રે, સખી મ્હારીનું દિલડું દઝાયું,
ભ્રકુટીની ચાપે કટાક્ષ તીર માર્યાં, સખી મ્હારીનું અંતર ઘવાયું,
બરછી મારી તીવ્ર લગનીની રે, સખી મ્હારીનું કાળજું કોરાયું,
પ્રેમ કંટક વેર્યાં પંથમાં રે, સખી મ્હારીનું દિલડું સોરાયું,
ધાડ પડી શું ધોળે દહાડે રે, સખી મ્હારીનું સર્વ લુંટાયું,
કોણ જાણે મળ્યો ઠગ તું કયાંથી રે, સખી મ્હારીનું ચીતડું ચોરાયું. ૧

**મદનરાયઃ**—ધન્ય છે તને ! આ સમાચાર સાંભળી મ્હારૂં હૈયું આનંદથી ઉભરાઇ જાયછે. ત્હારી સખીના મનમાં મદનનાં અંકુર ફૂટયાં છે તે વાત જાણી મ્હારૂં સર્વ દુઃખ નાશ પામ્યું છે. મ્હારા જેવો ભાગ્યશાળી માણુસ કોઇકજ હશે.

**કલાવતીઃ**—હું આ સઘળી ખબર મ્હારી સખીને નિવેદન કરીશ, જેથી તેના મનનું પણ સમાધાન થશે. બહુ સારૂં ત્યારે આપની હું રજા માગું છું.

**મદનરાયઃ**—સબુર કરો. મ્હારો આટલો સંદેશો તમારાં સખીને પહોંચાડજો. ( હર્ષદરાયને ) ભાઇ, જોને પ્રિયાનું વારંવાર સ્મરણ કરતાં તેને માટે પેલી વ્યગ્ર ચિત્તે લખેલી પત્રિકા આમને આપ. ( હર્ષદરાય પત્ર આપેછે. ) ( કલાવતીને ) લ્યો, આ રહી તે. તમારાં સખીને આ 'યથાયોગ્ય' પુરઃસર આપજો અને કહેજો કે તમારા સેવકે આ એક નજીવી કૃતિ તમારી સ્તુતિ રૂપે મોકલી છે જેનો યથાર્થ રીતે આદરસત્કાર કરશો. કિં બહુના ?

**કલાવતીઃ**—એમાં કાંઇ કહેવું નહિ પડે. મ્હારી અંતઃકરણની ઇશ્વર પાસે પ્રાર્થના છે કે તમારા બે જણના સૌ મનોરથ પૂર્ણ થાય.

( સૌ જાય છે—પડદો પડે છે. )

## પ્રવેશ ૩.

### ( સ્થળ નૂતનરાયનું ઘર. )

( નૂતનરાય અને વિલાસિની વાત કરતાં પ્રવેશ કરે છે ).

**વિલાસિનીઃ**—જુઓ વ્હાલા, તમારા કહેવા પ્રમાણે મ્હેં શણગાર સજવામાં બરોબર ટાપટીપ કરી છે. હવે તો તમારા મન પસંદ હું બની છું ને વ્હાલા ?

**નૂતનરાયઃ**—હા પ્યારી, હવે મ્હને ગમ્યું. તું આવી કેળવણી પામીને ત્હારી જાતના બીજા લોકો કરતાં ઉચ્ચ સ્થળે પહોંચી અને તે છતાં તું તે ફૂઅડોના જેવો ગંદો પોશાક પહેરે તે સાળુ કેમ ખમાય ? પછી તેમનામાં ને ત્હારામાં ફેર શો? મ્હને તો તે રાંડોના સામે જોઇનેજ ચીતરી ચઢેછે. અફસોસની વાત છે કે આટલો પ્રયત્ન કરતાં પણ જંગલી રીતરીવાજ હજી સુધી નાબુદ થતા નથી. સુધરેલી રીતને તો કાંઇ પહોંચેજ નહિ. તે તો આપણી આ પ્રજા

જે મૃતવત્ અવસ્થામાં આવી પડી છે તેનું પુનરૂજ્જીવન કરવાને સુધા સમાન છે.

**વિલાસિની**:—તમે કહોછો તે સત્ય છે. અને અમે સ્ત્રી જાતિ તો તે રીતનાં ઘણાંજ આભારી છીએ. તેને લીધે તો અત્યારે અમે માણસની ઓળમાં આવ્યાં છીએ. ખરૂંને વ્હાલા ?

**નૂતનરાય**:—તું કહેછે તેમજ છે. મૂર્ખા લોકો એટલું સમજતા નથી કે સ્ત્રીઓને ગુલામ બનાવી પોતેજ ગુલામ બનવાને વધારે લાયક થાય છે. પુરૂષ અને સ્ત્રી. વારૂ બેમાં ફેર શો ? સ્ત્રી એટલે કેમ માણુસ નહિ ? સર્વ માણુસના હક્ક સમાન છે. કદાચ કોઇ એમ કહેશે કે એક ઘરની અંદર સ્ત્રીને પુરૂષ બન્નેના હક્ક સમાન રાખવાથી એક જાતની હરીફાઇ ઉત્પન્ન થાયછે અને તે કુદરત કદી સહન કરી શકે નહિ, કારણકે કુદરતનો નિયમ છે કે આખા જગતમાં સર્વ સ્થળે ચઢા ઉતરી રાખી છે. સર્વને સમાન બનાવ્યાં હોય તો સંસાર ચાલે નહિ. એક મ્યાનમાં બે તલવાર સમાઇ શકે નહિ. એક દેશમાં બે રાજાઓનો અમલ ચાલી શકે નહિ. વારૂ ! તે બધું ઠીક છે. પણ એવા કાળા મ્હોંનાઓને બોલતા બંધ કરવાને મ્હારો એટલોજ ઉત્તર છે કે કુદરતને પણ ટપી જઇ કાર્ય કરવું તેમાંજ સુધારાનું રહસ્ય સમાએલું છે.

**વિલાસિની**:—વાહ ! મ્હારા ભરથાર ! તમારી આ અબળા જાતની વકીલાતથી તમે શું શોભોછો ? ખરેખર જો તે જાત બરોબર કદર જાણુવા વાળી હશે તો તો તેનો ઉપકાર એક જાહેર સભા ભેગી કરી એક ખાસ ઠરાવદ્વારા તમને પહોંચાડવા ભૂલશે નહિ. તેમ થવાની આવશ્યકતા છે.

**નૂતનરાય**:—સત્ય છે વ્હાલી. અને સાથે 'સ્ત્રી બહુમાન પ્રતિપાદક ' નો ઇલકાબ પણ મળે એવી હીલચાલ થવાની જરૂર છે.

**વિલાસિની**:—તેની ફીકર રાખશો નહિ. હું મહિલામંડળની અગ્રેસર છું એટલે વાંધો નહિ આવે. તેનો સર્વ બંદોબસ્ત થશે. પણ વ્હાલા, તમે આ જે સ્ત્રીના હક પ્રતિપાદન કરવાનો ઝંડો લીધો છે તેની સાથે બીજા પણ કયા સવાલ હાથ ધરવાના છે અને તે કેવી રીતે, જેથી કરીને સુધારાનો વાવટો ચારે દિશામાં ફરફરી રહે અને આપણું કાર્ય યશસ્વી નીવડે તે મ્હને જણાવશો.

**નૂતનરાય**:—જો વ્હાલી, સાંભળ તેનો કાર્યક્રમ,

## ગાયન ૧૫.

( ઇંગ્રેજી ઢબ. )

( નથી જુવાની કોઇની નભી અને નભેઠ એ રાહ. )

ઉડાવું હું ધજા સુધારાનીજ સૌ દિશે,
રણજંગમાં પડેલો જોઇ હિંદુઓ બ્હીશે;
મુર્ખાઓ શું જાણતા વિદેશી રીતને,
બનાવી શસ્ત્ર રીતનું વરૂં હું જીતને.
પ્રિયા સુણો શું કાર્ય આપણે ચલાવશું,
રાંડેલી વરાવવાને હામ ધાલશું;
પછી કુંવારીઓને શાળામાં મોકલશું,
સ્વામી પાસે હક્ક માગતા શીખવશું.
મૂર્તિ પૂજા ખંડનનું કાર્ય સાધશું,
તાલમેલવાળી મંડળી જમાવશું;
મળવા કાજ ધામ મોટું અહીં બનાવશું,
ગાન તાનની મઝા ત્યાં ખાંતે માણશું.

## પ્રવેશ—૪

( સ્થળ-વસંતનું ઘર. )

**વસંતઃ**—( ઉંઘમાંથી ઝબકીને ) અરે ! તે કયાં ગયા ?

**પ્રભાવતીઃ**-કોણ બ્હેન? તું જાગેછે કે ઉંઘેછે? અહીં તો કોઇ નથી.

## ગાયન ૧૬.

( રાગ-માલકોષ. )

**વસંતઃ**—અહો જીવનાધાર શું ત્હેં કીધું,
પ્રથમ સ્નેહથી દર્શ સુખ ત્હેં દીધું.
યથેચ્છા વદન મ્હેં નયનથી પીધું,
રૂઠયો દૈવ ! ક્ષણમાં હરી તે લીધું !
કરે હાંસી મ્હારી શું તું આ પળે ?
નહીં ઢંગ સારો જો મનથી કળે,

દુખી જનને શું વધુ દુઃખ રે,
થયો ક્રૂર આવો, શું આ જન મરે ?

ત્યારે શું મ્હારે હવે મરવુંજ ? બીજો શો ઉપાય ?

**પ્રભાવતી**:--હાય, હાય, બ્હેન ! તને આ શું થયું છે તે કાંઇ કહીશ કે નહિ ?

**વસંતઃ**— હું તે શું કહું ? હમણા તે આવીને તેમનું મુખ કમલ દેખાડી જતા રહ્યા. મ્હારી સાથે વાતચિત પણ કરી નહી.

**પ્રભાવતીઃ**—બ્હેન, તું શું આ બોલે છે ? હું ત્હારી પાસે બેઠી છું અને અહીં તો કોઇ આવ્યું નથી. તું નિદ્રામાં હતી માટે તને કાંઇ સ્વપ્નમાં ભ્રાન્તિ થઈ હશે.

**વસંતઃ**—શું એમ છે ? શું તે સ્વપ્નજ હતું ? ત્યારે શું મ્હેં તેમને જોયા તે બધું ખોટુજ ? અરેરે પ્રભુ, હવે હું શું કરૂં ? મ્હને તેમનો મેળાપ કયાં થશે ?

**પ્રભાવતીઃ**—ગભરાઇશ નહી બ્હેન. કલાવતીને તેમની પાસે મોકલી છે તે શું ભૂલી ગઈ ? તે થોડા સમયમાંજ શુભ સમાચાર લઇને આવશે. લે આ થોડું થંડું જળ પીને શાંત થા, ( જળની પ્યાલી આપેછે). એટલે ત્હારી શુધસાન ઠેકાણે આવશે.

**વસંતઃ**—બળ્યું ત્હારૂં પાણી. મ્હારે તે નથી પીવું. તે તો ઉલટું મ્હારી વેદનામાં વધારો કરશે. પણ બ્હેન, હજી સુધી કલાવતી કેમ આવી નહિ ? શું તેને મ્હારો પ્રીતમ મળ્યો નહિ હોય અથવા મળ્યો હશે પણ અનુકુળ ઉત્તર નહિ આપ્યો હોય.

**પ્રભાવતીઃ**—સખી, આવા તર્ક વિતર્ક નકામા શા માટે કરે છે ? હમણા થોડીવારમાં આવશે અને સૌ સારાં વાનાં થશે.

**વસંતઃ**—ના બ્હેન ના, એમ હું સંતોષ પામવાની નથી. ચાલ્ય તું મ્હારી સાથે. હું જાતેજ તેમને મળવા જઇશ. કલાવતી તો હમણાની બહુ ચેષ્ટાવાળી થઇ છે માટે એનો કાંઇ વિશ્વાસ નહિ.

**પ્રભાવતીઃ**—પાછી અધીરાઇ ? ત્હારાથી તો હું થાકી. હવે તે હું શું કરૂં ? લે હું તો જઉછું. ( જવા માંડે છે ).

**વસંતઃ**—જઇશ નહીં બ્હેન. તું એ મ્હને આમ તરછોડીને ચાલી જઇશ તો વારૂ, પછી મ્હારૂં કોણ બેલી ? (જતાં અટકાવેછે)

**પ્રભાવતી:**—હું તો જઇશ. તું આવી ઘેલછા કરી સંતાપ પામેછે અને જોડે મ્હને દુઃખી કરેછે પછી હું જાઉં તેમાં મ્હારો શો દોષ છે ?

**વસંત:**—હશે બ્હેન, ફરીથી એમ નહિ કરૂં ( પકડી રાખી જતાં અટકાવેછે અને રડી પડેછે. )

**પ્રભાવતી:**-અરે રે ! સખી ! મ્હને ત્હારી બહુ દયા આવેછે. લે, જો કલાવતી બરોબર જવાબ લઇ નહિ આવે તો ત્હને જાતે હું મેળાપ કરાવીશ. લગાર પણ ચિંતા કરીશ નહિ. ત્હારા માટે સૌ બનતું કરીશું, ને તું ઇશ્વરપર સંપૂર્ણ વિશ્વાસ રાખજે તો ત્હારી ઇચ્છા સફળ થશે. " મનુષ્ય પ્રયત્ન અને ઇશ્વર કૃપા " તેનાથી કઠણ વસ્તુ પણ પાર પડેછે. ( સર્વ જાયછે. પડદો પડેછે. )

ઇતિ '**श्री मदनोद्धार**' નામનો દ્વિતીય અંક સમાપ્ત.



# अंक ३.

## प्रवेश १.

### ( સ્થળ-કપટસેનનું ઘર ).

કપટસેનઃ—( એકાન્ત ) પાસો સવળો પડ્યો, અને સુખની ટોચે હું ચઢ્યો, પણ જ્યાં સુધી દુશ્મન ન રડ્યો, ત્યાં સુધી કોણ કહેશે કે હું વડો ? હે લુચ્ચા! નિર્મળ, હું તોડીશ ત્હારૂં બળ, જોઇ લેજે મ્હારો છળ, ભલે ચાલુ તેનાથી તું મળ. રાજા પાસે ડાહ્યો થવા ગયો, પણ તેમાં ઘડો ન થયો, સુખ વૈભવ સૌ ગયો, પણ હજીએ જંપીને ન ઠર્યો. વળી પેલો આજકાલનો મદન, તે પણ તેના બાપની વાદે ચઢ્યો છે અને તેણે માથું ઉચકવા માંડ્યું છે. પણ મ્હારી સાથે બાથ ભીડી કોણ ફાવેછે તે પણ હું જોઉંછું. એ અભાગીઆઓનું કાસળ કાઢ્યા વગર કપટસેન નિષ્કંટકપણે નિર્ભયતાથી પોતાની સત્તા જાળવી શકે તે આશા તો મૃગતૃષ્ણિકાવત્ છે. તે દુષ્ટોનો શી રીતે નાશ કરવો તે વિચારને હાલને માટે પ્રાધાન્યપદ આપવું ઉચિત છે. તે કામ પાર પાડ્યા બાદ રાજાને શી રીતે ઉથલાવવો અને રાજ્યાસન મેળવવું તે બધી પાછળની વાતો છે. પણ આ બધું કરતાં પંડે રાજા થવું અને સર્વોપરી સત્તા મેળવવી તે જે અંતનો આશય છે તે વાતને મન આગળથી સમૂળગો ખસેડવાની નથી. કામ જો કે કઠણ છે, પણ રાજા હાલ આપણા હાથમાં છે એટલે કાંઇ બ્હીવા જેવું નથી. અને આવું કામ મ્હારા જેવા ચતુર માણસથી પાર નહિ પડે તો કોનાથી પડશે ? મ્હારા જેવા આવડવાળા દરેક રાજ્યમાં અને દરેક કાળમાં થતા નહત તો જે અનેક રાજ્યોમાં મોટી મોટી ઉથલપાથલો સાંભળવામાં અને જોવામાં આવેછે તે કેવી રીતે બનત ? છળ પ્રપંચમાં તો કોઇ મ્હારી બરોબરી કરી શકે તેમ છેજ નહિ. હાજી હા કરીને પેટમાં પેશી પાળી મારવાની વિદ્યા શીખવી પડે તેમ નથી. વધારામાં આવી પહોંચેલી કળાઓને અનુસરી કપટપ્રસ્તાવનાથી મંગળાચરણ કરી મ્હારા જેવા નિપુણ સૂત્રધારના હાથ નીચે અત્યાર સુધી વિજયની આશા આપતું જે પ્રકરણ શરૂ થયું છે તેને તેની છેવટની પરાકાષ્ટાએ પહોંચાડવું તેમાં કોઇ પણ રીતે અશક્યતાને અવકાશ મળ-

વાનો આભાસ માત્ર પણ હું જોઇ શકતો નથી.

( જમ્બુ પ્રવેશ કરેછે ).

આવ્ય જમ્બુ, ભલે આવ્યો. કયારનો ત્હારી રાહ જોઇને બેઠો છું. બોલ, અરિજનના શા શા સમાચાર લાવ્યો છું.

જમ્બુઃ-સાહેબ, નિર્મળસેન પાસેના અરણ્યમાં એના જેવા દૃઢ ચતુર પાંચ સાત બરોબરીઆ સાથે પડાવ નાંખી પડયો છે તે તો આપ જાણો છો. નવી ખબરમાં એ છે જે અર્થદાસ નામનો આપણા ગામનો ધનાઢય વણિક તેને જઇને મળ્યો છે અને તેને સર્વે રીતથી પૈસા ટકાથી મદદ આપવા વચનથી બંધાયો છે. દિન પ્રતિદિન તેમના તરફ લોકોનો જમાવ વધતો જાયછે અને તેથી તેમનું બળ પણ વધતું જાયછે માટે હવે એ શઠને આ દુનીઆમાં શ્વાસોશ્વાસ લેવાનો જેટલો વધારે વખત આપવામાં આવશે તેટલેજ દરજ્જે આપણને અને આપણી આશાઓને હાનિ થવાનો સંભવ છે.

કપટસેનઃ—મ્હારા સાચા વીર, ત્હારૂં કહેવું સત્ય છે. હું તે નિર્મળના ઘાટમાંજ છું. પણ એ સાપનો ફણો શું કરેછે ?

જમ્બુઃ—( મનમાં ) મ્હારૂં વેર વાળવાનો ઠીક વખત આવ્યો છે. ( પ્રકાશ ) એણે તો અવધિ કરી દીધી છે. આપનાં સામે ભાષણો આપી લોકોનાં મન ઉશ્કેરવાનું કાર્ય આદર્યુંછે. અધુરામાં પુરૂં વળી મ્હને એવો સંદેહ ઉત્પન્ન થયો છે જે રાજાની પુત્રી વસંતનું મન જીતી લેવામાં પણ તે પ્રવૃત્ત થયો છે, અને ન કરે નારાયણ ને તે કાર્યમાં તે ફાવ્યો અને વસંતની સાથે લગ્ન ગાંઠથી તે જોડાયો તો સમજવું કે આપણા નશીબમાં માર ને તેનો બેડો પાર. રાજયનો માલિક તે થવાનો અને આપણે ફાંશીએ ચઢવાનો વખત આવવાનો, માટે તેનો એકદમ નાશ કરવો ઘટે છે. નહિ તો તમારી અને સાથે મ્હારી પણ ધારણાઓને છેલ્લા પ્રણામ કરવા અને કાયરની પેઠે મ્હોંમાં તરણાં ઘાલી નાસવાની અત્યારથી જ પેરવી કરવી.

કપટસેનઃ—એમ કેમ વારૂ ? મ્હને સમજ પડતી નથી માટે મ્હને બરોબર સમજાવ્ય.

જમ્બુઃ—સાંભળો સાહેબ, જો તે વસંતને પરણ્યો, અને તે બનવા જોગ છે શાથી જે એક તો રાજાનો દૂરનો સગો છે અને

બીજું એ કે સર્વ રીતે પ્રવીણ છે, તો તેજ પળે રાજાનો માનીતો થવાનો. ત્યારથીજ તેનો ઉચ્ચગ્રહ કેન્દ્ર સ્થાનમાં આવવાનો. રાજાની નુકસાન સૌ ઠેકાણે આવવાની, અને છેલ્લું, પણ કાંઈ રીતે ઉતરતું નહિ તે એ કે રાજાને પુત્ર નહિ હોવાથી આખરે તે રાજા થવાનો.

**કપટસેનઃ**—શાબાસ છે ત્હારી અગમચેતીને. ત્હારૂં કહેવું સત્યછે. ત્હારા જેવા હુંશીઆર સલાહકારની મદદથી સૌ પાર પડશે. અત્યાર સુધી જેવો ચાલાક અને નિમકહલાલ રહ્યો છું તેવી રીતે રહીશ તો કંઇ પણ અડચણ આપણને નહિ નડે.

**જમુઃ**—તે વાતની આપે કાંઇ ચિંતા રાખવી નહિ. તમારી ગરજે નહિ પણ મ્હારી ગરજે આપને હું સાચો રહીશ. આપણાં નશીબ સાથે જોડયાં છે. જો તમે તરો છો તો સાથે હું પણ તરૂં છું. તમે બુડોછો તો હું પણ સાથે બુડું છું માટે તે વાત વિષે નિર્ભય રહેજો.

**કપટસેનઃ**—બહુ સારૂ. હું પણ ત્હારી કદર બરોબર રીતે જાણું છું કે નહિ તે તું બરાબર જોઇશ. હું રાજા અને તું મ્હારો દીવાન. કાનને પણ કેવું સરસ લાગેછે. બસ, હવે કાંઇ બોલીશ નહિ. હું રાજાની પાસે જાઉં છું અને પેલા બે રિપુઓનો ઘાટ ઘડવા તજવીજ કરૂંછું. રાજાને તેમની વિરૂદ્ધ અષ્ટંપષ્ટં સમજાવી ટુંકા સમયમાં તેમને બીજી દુનીઆમાં મોકલવા ગોઠવણ કરૂંછું.

## પ્રવેશ ૨.

**( સ્થળ—વસંતના બાગમાં ).**

વસંત અને તેની સખીઓ.

## ગાયન ૧૭.

**ગરબો.**

**(चला चला, चला सकल सखी मीलुनी० એ રાહ.)**

**સખીઓઃ**—રમો રમો, રમો રજનિમાં સજની
સુંદર સુખકર સ્હોએ રજનિ, રમો રમો૦ ધ્રુવ.

**પ્રભાવતીઃ**-વ્યોમમાં ચંદ્ર શો ખીલ્યો, ધરણીએ હર્ષ શો ઝીલ્યો,
સજી સાડી સ્વચ્છ સિત વરણી, રમે રંગે રામા રમણી.

( સાખી. )

**વસંતઃ**—જોને બ્હેની ભૂમીને, આલિંગે શશિરાજ
બની ઘેલી ડોલે ઘણું, દેખીને શિરતાજ. રમો રમો૦

**પ્રભાવતીઃ**-એક ટશે નિહાળે મન્દુ, ક્ષોભાય દેખી તે સિન્ધુ,
ધારી ધરા ચંદ્રની ગ્રહણી, મનમાં વિચારે નિજ કરણી.

( સાખી. )

**વસંતઃ**—શીતળ સુખમય સમય આ, મોજ માણવા કાજ
સખી સ્વામી સોડે નહિ, ફોગટ સઘળું સાજ. રમો રમો૦

**વસંતઃ**—બ્હેન, આપણી પણ સ્વામી વિના એવીજ અવસ્થા છે.

**પ્રભાવતીઃ**—ખરૂં કહેછે સખી; પણ એટલું બ્હેન મનમાં યાદ રાખજે કે જે થાયછે તે સારા માટે થાયછે.

**વસંતઃ**—એટલે શું બ્હેન ? હજી સુધી તો સારા પરિણામ નો આભાસ પણ થયો નથી. અત્યાર સુધીમાં જે બન્યુંછે તે તો માત્ર નિરાશા ઉત્પન્ન કરે તેમ છે. જોને કલાવતી પણ કાંઇ સમાચાર લઇને ન આવી.

**પ્રભાવતીઃ**—તેમાં ફિકર શા માટે કરેછે. ઉતાવળથી સૌ બાજી બગડેછે. તેને મોડું થયું તેથી તો આપણે એમ ધારવાનું છે કે ત્હારા પ્રીતમનો તેને મેળાપ થયો હશે અને તે ત્યાંથી ત્હારી મરજીને અનુકુળ ઉત્તર લેઇને આવશે.

**વસંતઃ**—એવી રીતે મ્હને કેમ વિશ્વાસ પડે અકેક પળ જાય છે તે મ્હારે મન યુગ જેવી જાયછે. બ્હેન, હું ખરેખર મદનના પાશમાં ફસાઇછું, અને મ્હને પ્રીતિ તે શી ચીજછે તેનું યથાસ્થિત ભાન હવેજ થયુંછે.

**પ્રભાવતીઃ**-બ્હેન, તે શી વસ્તુ છે તે મ્હને કહી બતાવીશ ?

**વસંતઃ**—સાંભળ, તે નિશ્વાસ અને અશ્રુધારાનીજ સઘળી બનેલી છે.

**પ્રભાવતીઃ**—તું ભૂલ કરેછે સખી. તે વિશ્વાસ અને સેવાની બનેલીછે.

**વસંતઃ**—ના ના ! કલ્પના, મનોવૃત્તિ, ઇચ્છા, પૂજા, કર્તવ્ય, અનુસરણુનીજ સઘળી બનેલીછે.

**પ્રભાવતીઃ**—હશે તેમ ! પણ મ્હારા ધાર્યા પ્રમાણે નમ્રતા. ધૈર્ય, અધીરાઇ, વિશુદ્ધિ, કસોટી, અને ઔત્સુકયનીજ તે બનેલી છે. મનુષ્ય જાત એટલે અધીરાઇ સ્વભાવિક છે પણ ત્હારે એટલું સમજવાનુંછે કે વિશુદ્ધ પ્રેમને ઘણી કસોટીમાંથી પસાર થવું પડેછે. માટે નિરાશ ન થતાં સારા પરિણામમાં વિશ્વાસ રાખી આપણું કાર્ય કરવું તેજ બરોબરછે.

**વસંતઃ**—ઠીક, તે તો મ્હારા મનમાં ઉતર્યું; પણ બ્હેન, આપણે શી વાત કરતાં હતાં; જો પ્રસ્તુત વિષય મેલી બીજાજ વિષયપર આપણે ઉતરી પડયાં. હા, કલાવતી હજી સુધી કેમ ન આવી વારૂ?

**કલાવતીઃ**—( પ્રવેશ કરતાં ) આ આવી ત્હારા સંભારતા સાથેજ. જો સખી, મ્હારૂં આયુષ્ય કેટલું બધું છે ?

**વસંતઃ**—ભલે આવી, ત્હારૂં આયુષ્ય સો વરસનું થજો. બ્હેન, તું શી ખબર લાવી છું ? મ્હારો વ્હાલો તને મળ્યો કે નહિ ? તેણે ત્હારી સાથે વાત કરી કે નહિ ? તેણે સાનુકુળ ઉત્તર આપ્યો કે નહિ ? બ્હેન, મ્હને જલદી કહે.

**કલાવતીઃ**—મ્હને ગભરાવી ન નાંખ. એકદમ આટલા બધા સવાલ પૂછેછે તેનો જવાબ હું એકી વખતે શી રીતે દઇ શકું ? લે, આ તેમનો મોકલાવેલો પત્ર વાંચ એટલે ત્હારા મનનું બધુંએ સમાધાન થશે. ( કલાવતી પત્ર વસંતને આપેછે અને વસંત તે પ્રભાવતીને આપેછે ).

**પ્રભાવતીઃ**-( કાગળ લઇ ) સાંભળ સખી, (વાંચેછે,)

## ગાયન ૧૮.

### ( વસંતતિલકા ).

**પ્યા**રી વસંત તિલકા તુજ કાજ ગૂંથી  
**રી**સાઇ વ્હાલી નવ નાંખીશ તે તું ચૂંથી;  
**વ્હા**લી વસંત તિલકા તુંથું માન દેતી  
**લી**લા સહિત શિર તે તું ચઢાવ ચેતી. ૧  
**હે** રાણી મ્હારી વિનતિ ઉર આ તું ધારી  
**વ**ર્તાવ સુખ ઝટ લે મધુરી સ્વિકારી;  
**સં**તાપ કાઢી, દુખીશું કરી પ્રેમહેલી  
**ત**ન્વંગી મીઠી, હૃદયાગ્નિ તું ઠાર વ્હેલી. ૨

શાં ઘેલી વેલી દુખડાંય રહું બળે હું
તિર્યક્ કટાક્ષથી હું ભસ્મ થયો ખરે છું;
કષ્ટો તુ કાપ વચનામૃતથી જ સીંચી
રક્ષો સદૈવ સ્તુતિ હું કરૂં આંખ મીંચી. ૩

**વસંતઃ**—અહો ! આ સાંભળતાંજ મ્હારૂં સઘળું દુઃખ નાશ પામ્યું છે, અને મનમાં આનંદ આનંદ થઈ ગયો છે. વાહ બ્હેન, ત્હેં પણ બાન્ધવ જનની પીડા જાણી ખરેખરી બજાવી છે. ત્હારો જેટલો આભાર માનું તેટલો ઓછો છે.

**કલાવતીઃ**—બ્હેન તેમાં આભાર શો માનવાનો છે ? મ્હેં મ્હારી ફરજ કરતાં કશું વધારે નથી કર્યું. એક એકને દુઃખમાં મદદ કરવી તે આપણો ધર્મ છે. વારૂ, ત્હારે આ પત્રનો જવાબ શો મોકલવો છે ?

**વસંતઃ**—તે પત્રની ભાવનાની અનુસારેજ હું જવાબ મોકલીશ. ચાલ લખ, ( કલાવતી લખેછે ).

## ગાયન ૧૯.

### ( માલિની. )

પ્રિય મદન વહ્યો જા, માલિનીના પ્રવાહે,
સુકૃત તુજ હશે તો, આવશે ઈશ સ્હાયે;
દુખી નવ લવ થાતો, ઉરમાં ધૈર્ય ધારે,
દૃઢ મન તવ થાતાં, પ્હોંચશે આ તું પારે.

( સર્વ જાય છે. પડદો પડે છે. )

## પ્રવેશ ૩.

### ( સ્થળ નૂતનરાયનું ઘર. )

**હર્ષદરાયઃ**—ભાઇ, તમે કહોછો તે તો બરોબર છે, પણ તે બાબતો ઠેકાણે લાવવાનો તમને ખરો માર્ગ સૂઝયો નથી. તેમાં ખામીઓ ઘણી છે.

**નૂતનરાયઃ**—એમ કેમ વારૂ ? શી ખામીઓ છે તે કૃપા કરીને જણાવશો ?

**હર્ષદરાયઃ**—મુખ્ય દોષ તો એજ છે કે તમારા લોકો મોટી મોટી વાતો કરી જાણો છો પણ તે પાર પાડવામાં ઘણા મોળાછો.

તમારામાં મુખ સુધારકો ઘણા છે પણ સાચા માણસો તો ક્વચિત્જ જોવામાં આવેછે. બીજો દોષ એ છે કે જે માણસોમાં તમે સુધારો કરવા માગોછો તેમની તરફ તમે ધિક્કારની નજરથી જુઓ છો જેથી કરીને તેમને તમારા કાર્યમાં સહાયભૂત કરવાને બદલે તમારા વિરોધી બનાવોછો. તેતો હમેશા નિર્વિવાદિત સત્ય છે કે અમુક વ્યક્તિપર તમારા વિચાર તમે ઠસાવવા માગતા હો તો તેમની સાથે મળી જઇ તેમની સુબુદ્ધિને પ્રમાણીકરણ કરવાથી ફત્તેહ પામી શકાય છે, નહીં કે તેમના દુશ્મન થઇ હીંડતે છીંડા સોધવાથી.

**નૂતનરાયઃ**—તમારૂં કહેવું વ્યાજબી નથી. અમે તો કોઇને ન ગણકારી અમારૂં ધાર્યું કરવાથી ઉલટા અમારી બહાદૂરી બતાવીએ છીએ, અને તેથી કરીને અમારા સિદ્ધાંતો જલદીથી માન્ય કરી શકીએ છીએ. અમારે તો જ્યાં ત્યાં અમારો કકકો ખરો કરી બતાવવો છે; પછી તે જનસમૂહને ગમે કે ન ગમે તેની અમારે ઓછીજ પરવા છે. આખરે જે સત્ય હશે તે તરશે.

( મદનરાય પ્રવેશ કરેછે. )

**મદનરાયઃ**—કેમ ભાઇ! કયા સત્યને તરાવોછો? ( મનમાં ) આ તો આ સુધારાવાળા નૂતનરાયનું સુધારાના ધતિંગના સંબંધમાં મગજ ચસ્કયાનો કાંઈ નમુનો હોય એમ લાગેછે.

**હર્ષદરાયઃ**—મદનરાય, એ તો આ નૂતનરાય એક નવિન પ્રકારની નીતિ સ્થાપન કરેછે તેનું વિવેચન થાયછે. તમારી પાસેથી અમુક કામ લેવુંછે અને તે તમને ગાળો ભાંડીને કરાવવુંછે.

**મદનરાયઃ**—તે તો કદી બને નહિ.

**હર્ષદરાયઃ**—અરે, એટલું કરવાની હિમ્મત ધરી, આવો ખોટો રસ્તો પકડી, નિષ્ફળ થયાં છતાં પણ તેમને નિરાશ કરનાર તથા મનમાં તેમની હાંસી અને ટોળ કરનાર વિરોધી મનુષ્યોનો સમૂળગો ત્યાગ કરવાનું તેમનામાં મનોબળ તો આખરે નથીજ.

**મદનરાયઃ**—અરે જવા દોને એ વિવેચન; તેમનામાં એક અમુક પદ્ધતિપર કામ કરવાની આવડજ કયાં છે? તમારી પાસે ફાયદો દેખશે તો તમારી પાસે દોડશે, મ્હારી પાસે ફાયદો દેખશે તો મ્હારી પાસે દોડશે, અને એ પ્રમાણે બેડક વિનાના ગાડવાની પેઠે ગબડયા કરેછે. શું તમે એમ ધારો છો કે એવા અર્ધ દગ્ધ સુધારકો કોઇપણ સ્થળે તેમની તરફ માનની લાગણી ઉપજાવી શકેછે! આમ કરવા

કરતાં અમુક વિચારોનું લક્ષ્ય બિંદુ રાખી તેમના કામમાં મચ્યા રહેતા હોત તો પણ ફતેહ પામત. જો તમારે ખરેખરો સુધારો કરવો હોત અને તમે જુના રીત રીવાજને ખરી રીતે ધિક્કારતા હોત તો તમે નવા રીવાજ જાતે ગ્રહણ કરી જીવતાને જાગતા દાખલા તમારામાંથી બેસાડી તમારી એક જુદીજ વ્યક્તિ સ્થાપત અને પછી જો તે નુતન વિચાર સારા હોત તો તેને પસંદ કરનાર લોકો તેમની મેળે તેમાં આવીને જોડાત, અને તેથી તમારૂં બળ વધારે વધત; અને તે ઉપરાંત તમે જ્ઞાતિબંધનના રીવાજ તોડી નાંખવાની બુમો પાડો છો તેને ઘણી ખુશીથી અમલમાં મેલી શકાત. વારૂ ! આ બધું તમે કર્યું છે ?

**નૂતનરાય:**—કર્યું કેમ નહિ હોય ? જેમ જેમ પ્રસંગ મળેછે તેમ તેમ અમારા વિચાર અમલમાં મેલીએ છીએ.

**મહનરાય:**—બહુ થયું હવે ! સફાઇ બતાવશો નહિ. જુઓ પારકી વિધવાઓને પરણાવોછો પણ તમારા ઘરની કેટલી વિધવાઓ પરણાવી તે મહેરબાની કરીને બતાવશો ? જુઓ. તમારાં છોકરાની સ્ત્રી ચપળા બિચારી નાનપણથી રાંડી છે તેનું પુનર્લગ્ન કરાવવાનો વિચાર તમે કર્યો છે ? ના, હવે તે બિચારીની અવસ્થા એવી છે કે જો તમે પુનર્લગ્નના સાચા હિમાયતી હો તો બેશક તેનું પુનર્લગ્ન કરાવી દાખલો બેસાડવા જેવો છે. તેતો ઠીક છે. હવે બીજું જુઓ. તમારા મંડળમાંથી કોઇ આગેવાનોએ વિધવા પરણી દાખલો બેસાડ્યો ? ના, તેમ પણ નથી. તમારે તો દૂધમાં ને દહીંમાં બેમાં પગ રાખવાની નીતિ ગ્રહણ કરવી છે. તે કેમ બને? આતો તમારી પારકાં છોકરાંને જતી કરવાની રીત ઉઘાડી પડી જાયછે અને તેથી કરીને કોઇનો પણ વિશ્વાસ મેળવવા તમે શક્તિમાન્ થતા નથી.

**નૂતનરાય:**—હું તમારા વિચારને મળતો થઇ શકતો નથી. તમે લોકો તો અમારા સુધારાવાળાની તરફ વ્હેમની નજરથીજ જુઓછો જેથી અમારી નાની ભૂલોને મોટું રૂપ આપો છો. તે સબબે તમારી સાથે તે બાબતપર વિવેચન કરવું વ્યર્થ છે. અમારી પદ્ધતિપર તમે મન ગમતી ટીકા કરી પણ અમારો હાથધરેલો કયો સવાલ ખોટો છે તે બતાવશો ?

**મહનરાય:**—તે વાત તો મને પૂછશોજ નહિ. તમારો કાર્યક્રમ બિલકુલ ભ્રમથી ભરેલોછે. મોટા મોટા સવાલ હાથ ધર્યા છે

પણ તેને માટે યોગ્ય ઉપાય યોજ્યા નથી. મોંઢેથી બકયા કરોછો કે વિદેશી રીત બધી સારી છે પણ એટલો વિચાર કરોછો કે એ-માંથી શું ગ્રાહ્ય છે અને શું અગ્રાહ્ય છે ? વિદેશી લોકોનું પ્રમાણિક-પણું, તેમના ઉદ્દેશનું નિષ્કપટીપણું, તેમનું નિયમિતપણું સમયાનુવર્તન, કળાકોશલ્ય, સંપ, અને ખંતીલાપણું, તે સદ્‌ગુણો આ-પણા લોકોના મનમાં ઠસાવવાનો રે! યત્ન સરખો પણ કર્યો છે ? તે વાત બધી કોરાણે મ્હેલી દેશકાળ સમજ્યા વિના તેમના બ્હારના રીત રીવાજની વાનર ચેષ્ટા કરવા તરફ નજર દોડાવોછો. આમાંજ તમારા સુધારાનું તાત્પર્ય સમાએલું છે કે ?

**નૂતનરાય**:--તમે એવું સામાન્ય વિવેચન જવા દઇ વિગ-તવાર તપસીલ કરશો તો તમને ખાત્રી થશે કે અમે જે કાર્ય આ-રંભ્યું છે તેનાથી આપણા લોકોની સ્થિતિ સુધરી તેંઓ ઉંચી દ-શાએ પહોંચશે.

**મદનરાય**:--હાસ્તો, બરોબર છે, હવે તમે સુધારકો પાકયા એટલે દેશનું દળિદર સૌ નાશ પામવાનું, અને દેશ આબાદ આબાદ થઇ જવાનો. સવિસ્તર તમારા સુધારાનો સૂચિપત્ર તપાસતાં વિધવા વિવાહ પ્રથમ નજરે પડે છે. રાંડેલીઓને પરણાવવાનો અણગમતો રીવાજ દાખલ કરવાને બદલે તેનું મૂળ બાળલગ્ન અટકાવવાનો ઘ-ટતો પ્રયાસ કર્યો છે ? સ્ત્રી કેળવણીની મોટી મોટી વાતો કરોછો પણ શી જાતની કેળવણી આપવી અને તે કેવાં સંજોગોમાં તેનો લગાર પણ વિચાર કર્યોછે ? તમારે તો પુરૂષ અને સ્ત્રી બન્નેને સ-રખાં ને સમાન હકકવાળાં બનાવવાં છે પણ એટલો ખ્યાલ મ-નમાં કોઇ દિવસ આવ્યો છે કે બન્નેના ધર્મ જુદા અને એક એકને પૂરવણી કરનારા છે માટે સરખા બનાવતાં તો તેઓનું એક એકપર પુનરાવર્તન થઇ કલહનું કારણ ઉત્પન્ન થવાનો સંભવ રહેછે. મૂર્તિ-પૂજાનું ખંડન કરતાં મન વિશે એટલો આભાસ માત્ર પણ થયો હતો કે તેમ કરતાં સદોષ અને સબાધ મૂર્તિપૂજા અટકાવવાને બ-દલે ભાવિક અને સરળ સાકાર ભકિતને ફટકો વાગશે ? ટુંકામાં તમારા સિદ્ધાંતો ખોટી રીતે કલ્પેલા છે અને થવું જોઇએ તે પ્ર-માણે આખરે તે નિષ્ફળતાને પહોંચશે તેમાં યતિંકચિત્ પણ સં-શય નથી. ( સૌ જાયછે. પડદો ઉપડેછે. )

## પ્રવેશ ૪.

### ( સ્થળ–ગર્વસિંહનો મ્હેલ ).

( ગર્વસિંહ અને કપટસેન મસલત કરતા બેઠા છે. )

**ગર્વસિંહઃ**—અમારા હુકમનો અમલ બરોબર થઇ ચુક્યોછે. પણ રૈયતના આગેવાનો તેની વિરૂદ્ધમાં વિચાર દર્શાવતા કોઇ કોઇ સ્થળે નજરે પડેછે. પ્રધાનજી, તેને માટે તમારો શો મત છે? અમને તો એમ ભાસેછે કે બ ચાર બંડખોરોને પકડી સખત શિક્ષા કરી દાખલો બેસાડીશું તો પ્રજા બ્હીને ઠેકાણે આવશે.

**કપટસેનઃ**—હજુર, આપ નામદારનું કહેવું સત્ય છે. રૈયત સ્વભાવે રાંકડીછે અને ખુદાવિંદના હુકમ સામે ટક્કર ઝીલે એટલી તેની સત્તા નથી. આ તો ફકત બે ચાર જણુ નિરાશ થયેલાઓછે તેઓ આપની ઇચ્છાની આડે આવી જાણી જોઇને રાજ્યદ્વારી સવાલ ચર્ચાવેછે અને તેમ કરી રૈયતના ગુસ્સાના ધુંધવાતા અગ્નિને ચેતાવવા પલિતો મૂકેછે.

**ગર્વસિંહઃ**—તે લુચ્ચા રાજ્યદ્રોહીઓનાં નામ તું અમારી પાસે લાવ્ય એટલે તરત અમે તેમને રાજ્યરક્ષણુની બહાર ઠરાવીશું. તેટલું થતાં તેમની માલમતા લુંટવાનો તથા તેમને ઠાર કરવાની સર્વ કોઇને સત્તા મળશે, અને તે અમારી મરજીને અમલમાં લાવતા કોઇ પણુ માણુસને કાયદાનો પ્રતિબંધ લાગી શકશે નહિ.

**કપટસેનઃ**—પણુ હજુર, તેમ થવું મુશ્કેલ છે.

**ગર્વસિંહઃ**—મુશ્કેલ છે ? શું અમારો શબ્દ એજ કાયદો નથી? શું અમારા મનના તરંગ ઉપર આ રાજ્યની હકુમતનો આધાર નથી ? નાનાને મોટા અને મોટાને નાનો બનાવવાની શું અમારી સત્તા નથી ? બધા અમારા હાથ નીચેના અધિકારીઓ અમારી પળે પળની ઇચ્છાઓ જાણુવા તથા તેને અમલમાં મેલવા બંધાએલા નથી ?

**કપટસેનઃ**—તે બધું સત્ય છે. પણુ આ કાર્યમાં આપ જેનાપર આધાર રાખોછો તેઓજ આપને નિરાશ કરે એવો સંભવ છે. દુશ્મન ઘણુા સબળ છે અને વધારામાં લોકપ્રિય છે.

**ગર્વસિંહઃ**–તેઓ કોણુછે તે અમને જણુાવ્ય.

કપટસેન—આપનો દેશપાર થએલો જુનો દીવાન નિર્મળસેન અને તેનો પુત્ર મદન.

ગર્વસિંહ—નિર્મળ ! હાય ! તેનું નામ સાંભળી અમારૂં લોહી તપી જાયછે અને જુનો ગુસ્સો તાજો થાયછે. તેણે તે દિવસે અમારૂં કેવું અપમાન કર્યું હતું? ખરેખર અમારી તે દિવસે ભૂલ થઇ કે તેણે અમારા સામે થવાની હિમ્મત ધરી તેજ ક્ષણે તેને જમપુરીમાં પહોંચાડી ન દીધો. કપટસેન, ત્હેં પણ મોટી ચૂક કરીછે. જ્યારથી તેની મગરૂબી અને બેઇમાની અમારા ધ્યાનપર ત્હેં લાવવા માંડી ત્યારથીજ તેને ટુંકેથી પતવવાનો એકજ માર્ગ અમને ન સૂચવ્યો તે ત્હેં ઘણુંજ ખોટું કર્યુંછે.

કપટસેનઃ—તે મ્હારાથી કેમ થાય હજુર ? આપ નામદાર પાસે અમારે સેવક જનોએ બહુજ સાવધતાથી બોલવું જોઇએ.કદાચને ખરૂં કહેવા જતાં આપને ખોટું ભાસ્યું તે વખતે અમારી શી વલે ? આપના મનમાં કદાચ એમ વસ્યું કે તેના સૂર્યનો અસ્ત કરાવી મારા સૂર્યનો ઉદય કરાવવા હું પ્રયત્નશીલ છું અને તેથી કુભાંડ રચ્યુંછું તો પછી વિનાકારણે મજ ગરીબપર શી ગુજરે તેનો આપજ વિચાર કરો.

ગર્વસિંહ—તેમ કદી બનેજ નહિ. અમારૂં ખરૂં હિતૈષી કોણ છે અને અમારો દ્રોહી કોણ છે તેટલો વિચાર કરવાની શું પરમેશ્વરે અમને બુદ્ધિ નથી આપી ? સાર શો અને અસાર શો તે સમજવાની શકિત શું અમારામાં નથી ? અમે બરોબર જાણીએ છીએ કે અમારો અને અમારા રાજ્યનો હિતચિંતક એકલો તુંજ છું, પછી ત્હારે માટે અણભરોસો કેવો ?

કપટસેન—હે પ્રભુ, આપ નામદારનો મ્હારા માટે આવો ઉંચો મત છે તે જાણી મને ઘણો હર્ષ થાયછે અને ખરેખર મ્હારા પંડને હું પુરો ભાગ્યશાળી માનુંછું. આપ સર્વ રીતે નિર્ભય રહેજો. આપના સર્વ દુસ્મનોને પુરા કરવા હું સર્વ પ્રકારની પેરવી કરીશ. તે લોકોની શી ધારણા છે તેની બધી તપાસ મ્હેં કરીછે. સાંભળો. નિર્મળસેન આપના રાજ્યની હદપર જંગલ છે ત્યાં જઇ રહ્યો છે અને ત્યાં એક નાનું રજવાડુ કર્યુંછે. અસંતોષની લાગણીવાળાં મનુષ્યો દિન પ્રતિદિન તેને મળી તેની સંખ્યામાં વધારો કરે છે; અને થોડાજ સમયમાં તે એક મોટું લસ્કર જમા કરી આ-

પની સામા લડાઇ કરી આપને પદભ્રષ્ટ કરી રાજ્યનો માલિક થવા તાકેછે.

**ગર્વસિંહ**—એમ છે કે ! ત્યારે તો સર્વ રીતે યુક્તિ પ્રયુક્તિથી તેને ફસાવી તેનો નાશ કરવો તેજ વ્યાજબી છે. એનો છોકરો મદન પણ તેની સાથે છે કે ?

**કપટસેન**—ના સ્વામી, તે તો અહીં આપણા નગરમાં છે. બાપ દીકરાએ મળી એવો રસ્તો કહાડયો છે કે નિર્મળ દેશવટામાં રહી બંડની સર્વ તૈયારી કરે અને મદન અહીં રહી શહેરની બધી વ્યવસ્થા તરફ નજર રાખે અને એને ખબર આપે, તથા લોકોનાં ચિત્ત જીતી તેના બાપની સાથે મળવાને પ્રેરે. રૈયતનું મન ઉસ્કેરવાનું કાર્ય એણે ક્યારનુંએ આરંભ્યું છે અને લોકોમાં જે અસંતોષની લાગણીનાં બીજ વવાયાં છે તેનું કારણ પણ તેજ છે.

**ગર્વસિંહ**—ત્યારે તેને પણ તેના બાપની સાથે અમારા ક્રોધના ભોગ તરીકે અમે નક્કી કરીએ છીએ. કપટસેન, તું એકદમ ચુંટેલા સારા યોદ્ધાઓની એક કસાએલી ટુકડી લઇને જા અને તે બે જણને જીવતા કે મુએલા અમારી પાસે રજુ કર.

**કપટસેન**—જેવી મહારાજની આજ્ઞા. (પ્રણામ કરીને જાયછે).

( પડદો પડેછે ).

## પ્રવેશ—૯.

### (સ્થળ—વસંતનું ખાનગી ઘર.)

**કલાવતી**—બ્હેન, તે પત્ર વાંચીને તે ઘણોજ આનંદ પામ્યા; અને કહ્યું કે ત્હારી સખી ઘણી ચતુર લાગેછે. અમારાથી તો તેને નહિ પહોંચી વળાય.

**વસંત**—અને અહીં આવવા વિશે શું બોલ્યા ?

**કલાવતી**—પહેલાં તો ઘણી આનાકાની કરી, કારણ કે તેમને તમારા પિતાનો ઘણો ભય છે. તેમની તરફથી હાલ તેમની જીંદગી સહી સલામત નથી એવું તેમણે કહ્યું.

**વસંત**—પણ ત્હેં એમને એમ જણાવ્યું નહિ કે આ મ્હારૂં એકાંત ભુવન છે જ્યાં મ્હારા પિતા પણ પહેલેથી ખબર મોકલાવ્યા શિવાય આવી શકતા નથી.

**કલાવતી**—હા, તે મ્હેં કહ્યું ત્યારેજ તેમણે આવવાની હા

કહી: તેમની સૂચના પ્રમાણે પ્રભાવતી દ્વાર પાસે ઉભી રહી છે. મ્હને લાગે છે કે તેમને આવવાનો હવે સમય થયો છે.

**પ્રભાવતી**—(દોડતી પ્રવેશ કરીને) બ્હેન બ્હેન, તે આવ્યા.

( વસંત બેબાકળી થઇ જાયછે અને મદનરાય પ્રવેશ કરેછે. )

**મદનઃ**—(સસ્નેહ) હે સુંદરિ, શું તને આજ મ્હારા સમક્ષ જોવાને હું ખરેખરો ભાગ્યશાળી થઉંછું ? (વસંત જવાબ દેતી નથી). (સસ્મિત) કેમ હવે બોલતાં નથી ? મ્હને બોલાવવાને માટે ખાસ તમારી સખીને મોકલી, સાથે પત્ર પણ મોકલ્યો, અને તેમાં સ્નેહની લાગણી સ્પષ્ટ રીતે બતાવી, અને હવે તો બોલતાં પણ આંચકો ખાઓછો. વાહ ! બોલાવીને આવું સન્માન કરોછો કે ?

**કલાવતીઃ**—( પ્રભાવતી તરફ જોઇને ) આપણે અહીં છીએ તેથી આપણી સખી શરમાયછે. ( વસંતને ) બ્હેન, અમે હવે જઇએ છીએ.

**વસંતઃ**—ના સખીઓ. તમે જશો નહીં; મ્હને બીક લાગેછે.

**મદનઃ**—( સસ્નેહ આગળ વધીને ) વ્હાલી, બીક કેવી ! ત્હારૂં રક્ષણ કરવા સમર્થ ત્હારા મ્હોંમાંથી વચન નીકળવાની વાટ જોતો ત્હારો સેવક ત્હારા સમીપજ ઉભોછે પછી ભય કેવો ? ( પ્રભાવતી અને કલાવતી જાયછે ). પ્રિયે, તું શો વિચાર કરેછે ? તું કેમ કાંઇ ઉત્તર દેતી નથી.

**વસંતઃ**—( શરમાઇને ) મહાનુભાવ, શો ઉત્તર દેઉં ? આપે આ દાસીપર તે દિવસે જે મોટો ઉપકાર કર્યોછે તેનો જ્યાં સુધી બદલો વળાયો નથી ત્યાં સુધી તમારા ગુણની ઓશિંગણ દાસી તમારા તરફ શું બોલી શકે ?

**મદનઃ**—શો બદલો વાળવો ધાર્યોછે ?

**વસંતઃ**—( મનમાં ) હે મન ! તું હવે આટલું બધું બીકણ કેમ થઇ ગયું ? ( પ્રકાશ ) તેનાજ વિચારમાં હું છું. તે તમારા ઉપકારનો બદલો કોઇ પણ રીતે વાળવો અશક્ય છે. પણ એટલુંજ કહુંછું કે તેના એક નજીવા પ્રત્યુપકાર તરીકે આ મનુષ્યને તમારા વચનાનુસાર વર્તવા બંધાએલી દાસી તરીકે ગણશો. બોલો, તેમ કરવા વચન આપોછો ?

**મદનઃ**—આ રીત તો મ્હેં વિચિત્ર દીઠી. પ્રિયા, તું મ્હને વચનથી બાંધી લેવા માગેછે? મ્હારૂં મન તને દેખી આકુળ વ્યાકુળ

થઈ ગયુંછે, માટે ત્હારી સાથે સરત કરવાની સ્થિતિમાં હું નથી. તેનું શું કારણ છે અને મ્હારી શી શી વાંછનાઓ છે તે સાંભળ.

## ગાયન ૨૦

( શાણે શાણે રીસાયેલ એ રાહ )

તસ તસ, તસ તસ, કંચુકી ધારી વાહ, બની કેવી રામા રૂપાળી;
સ્તન મુકુલસમ જ્યમ વિકાસે, ચિતડું મ્હારૂં ત્યમ ત્યમ ત્રાસે,
ચશ ચશ, ચશ ચશ, વદનનું અધર પાન હું, માગું પાસ તુજ વ્હાલી.
સુંદર વપુ જો તુજ આ ફાલે, મનને મ્હારા બહુ તે સાલે,
મ્હસ મ્હસ, મ્હસ મ્હસ, સુગંધિત અંગનું, આલિંગન દેને તું વ્હાલી.

( ચુંબન કરવા જાયછે ).

**વસંતઃ**—( અટકાવીને ) વ્હાલા, હજી તેમ થવાને થોડા સમયની વાર છે. જ્યાં સુધી શાસ્ત્ર વિધિ પ્રમાણે લગનની પવિત્ર ગાંઠથી આપણે જોડાયાં નથી ત્યાં સુધી તેમ કરવું યોગ્ય નથી.

**મદનઃ**—તેમ થવામાં શો અવરોધ છે ?

**વસંતઃ**—મ્હારા પિતાની સંમતિની તેમાં પહેલી જરૂર છે. હાલમાં તેઓ તમારા પિતાના વિરૂદ્ધ પક્ષમાં છે તેથી કદાચ તે કબુલ ન રાખે તે બનવા જોગ છે, તે છતાં તેમની એકની એક પુત્રી તરફનો તેમનો પ્યાર તેમના બીજા વિચારપર જીત મેળવશે એવી આશા છે. છતાં જો તે ના પાડશે તોપણ આખરે મ્હારૂં વચન મિથ્યા નહિ થાય તેની ખાત્રી રાખજો.

**મદનઃ**—જો એમ છે તો આપણે ગાંધર્વ લગનથી જોડાવામાં કોઇ પ્રકારનો બાધ નથી. તમે તમારા વડીલો તરફનો ધર્મ સમજોછો તેટલું જાણીનેજ તમારાપર તે તુષ્ટમાન્ થશે. અને વળી ઘણીએ રાજ્યકન્યાઓ ગાંધર્વલગનથી પરણેલી સાંભળીછે અને તેમનાં માબાપે તે લગ્ન માન્ય રાખેલાં છે. ( મદન હાથ ઝાલી પકડેછે ).

**વસંતઃ**—બહુ સારૂ ત્યારે મ્હને તે મ્હારી સખી જનોને પૂછી જોવા દયો. છોડો મ્હને.

**મદનઃ**—ઠીક, છોડું છું.

**વસંતઃ**—ક્યારે ?

**મદન:**—જેમ ભમરો કોમળ, વગર ચુસાએલા, નવા પુષ્પનો રસ લેવા મન કરે છે, તેમજ હું ત્હારા અધરના મધનો તરસ્યો તેનું ધીમે ધીમે પાન કરીશ ત્યારે.

( એમ કહી તેનું મ્હોં નમાવેછે, વસંત આઘું ખસેડેછે )

**પ્રભાવતી અને કલાવતી:**-( એકદમ પ્રવેશ કરીને )- મદનરાય, આપને પકડવા સીપાઇઓ નીકળ્યા છે. એકદમ અહીંથી નાશી જાઓ.

**મદન:**—વ્હાલી હું જાઉં છું. બીજા સમયે આવીને મળી જઇશ.

## ગાયન ૨૧.

### ( નાગિણી ચપલ ખલજિહ્વા૦ એ રાહ )

**વસંત:**—( હાથ પકડીને )

શું જશો છોડી આ સમયે,
પ્રિય પ્યારા, થશો ન્યારા,
ઘા સહું કેમ હું હૃદયે, શું જશો છોડી આ સમયે.

**મદન:**—સુંદર નારી શીદ અટકાવો
ભય અતિ છે આડે ન આવો
લઉં ખબર વ્હેલી હે સદયે.

**વસંત:**—શું જશો છોડી આ સમયે.

( મદન હાથ છોડાવી ચાલ્યો જાયછે. પડદો ઉપડેછે. )

## પ્રવેશ–૯

### ( સ્થળ–જંગલ અને નદી. )

( કપટસેન નદી તટપર આંટા મારતો હોયછે )

**કપટસેન:**—( એકાન્ત ) જમુએ વખત તો બરોબર બતાવ્યો છે. ત્યારે હજી સુધી ચપળા કેમ ન આવી ? કદાચને ભૂલી તો નહિ પડી હોય ? થોડીવાર વાટ જોઉં અને તે છતાં જો ન આવે તો પછી પાછો જાઉં. ( ચપળા આવે છે ).

## ગાયન ૨૨.

( રાગ આશાવરી. )

[ રહી અકેલી મેરી જાન૦ એ રાહ. ]

કપટસેન:—

આવો પ્યારી આ વાર, ફિકર સઉ મેલી બનો તૈયાર,
મોઝ મઝા મન ગમતી માણો, મન વિષે કંઇ ઓછું ન આણો;
હાજર ઉભો આ પાસ, પ્રેમનો ભૂખ્યો તમારો દાસ.

ચપળા:—

આવીજી હે સરદાર, ફિકર સહુ છાંડી ઘર મોઝાર;
દુખી હું બાળા સહું ન ભાલા, વિધવા વ્હાળા મદન જવાળા;
સમીપ છું તૈયાર, મરજીના આધીન તાબેદાર.

**કપટસેન**:—આવો પ્યારી, આપણે પેલા એકાંત સ્થળ તરફ જઇએ. ( બન્ને જાયછે. )

( મદનરાય દોડતો દોડતો પ્રવેશ કરેછે. સીપાઇઓ પૂંઠે પડેછે. )

**સીપાઇઓ**:—દોડો દોડો, પકડો એ રાજ્યદ્રોહી મનુષ્યને રાજાએ તેને ન્યાય રક્ષણની બ્હાર ઠરાવેલો છે.

( કપટસેન સાંભળી ત્યાં આવી પહોંચેછે. મદનરાય નદીમાં ઝંપલાવેછે. સીપાઇઓ પાછળ પડેછે. મદન પૂરમાં તણાયછે, અને બુડવાની તૈયારીમાં છે. )

**કપટસેન**:—એને બચાવો બચાવો, નહિતો ઘડીમાં બુડી જશે, અને એના પ્રાણ જશે. ( સીપાઇઓ ઉંડા પાણીમાં જતાં અચકાયછે. ) જો એને જીવતો કાઢશો તો ઇનામ તરીકે સો મહોરો. ( સીપાઇઓ તરેછે અને મદનને શબવત્ અવસ્થામાં નદીના કીનારે લાવી મ્હેલેછે. ) દુશ્મન હાથ તો આવ્યો પણ તેના પ્રાણ નીકળી ચૂકયા છે. અ ર ર ર ! બાજી બધી બગડી. જો જીવતો હાથ આવ્યો હોત ને રાજા પાસે ઉભો કર્યો હોત તો ખરી મઝા આવત.

**સીપાઇ**:—( મદનની છાતી અને નાડ તપાસતાં ) સાહેબ હજી એનો જીવ સમૂળગો ગયો નથી. હજી નાડ ચાલેછે એટલે કાંઇ

હરકત જેવું નથી. જો વેળાસર વૈદક મદદ આવી પહોંચશે તો તેનો જીવ બચશે.

**કપટસેન**—તમારામાંથી બે જણ એને ઉચકીને મ્હારા શાંતિભુવનમાં લઇ જાઓ અને બાકીના બેજણ આપણાં રાજ્યવૈદને ત્યાં બોલાવી લાવો અને એકદમ ઘટતા ઉપચાર કરાવો.

( સીપાઇઓ મદનને ઉચકી લઇ જાયછે ).

( એકાન્ત )—ચાલો, એક દુશ્મન તો હાથ આવ્યો. હવે એ સાવધ થાય તો આપણું અર્ધું કાર્ય થયું. પછી નિર્મળની ખબર લેવાની બાકી રહી. ( એટલામાં નિર્મળ ત્યાં ફરતો ફરતો આવે છે). અહો ! સંભારતાં સાથેજ મ્હારી પાસે આવ્યોને. આજ કાંઈ મ્હારી ભાગ્ય દેવી મ્હારાપર તુષ્ટમાન્ થએલી જણાયછે અને અત્યારે મ્હારી સર્વ ઇચ્છા પૂર્ણ કરે એવી ખુશ પ્રકૃતિમાં લાગે છે. આને માટે હવે કેમ કરવું ? તેનાપર એકદમ હુમલો કરી તેનો સંહાર કરવો કે તેને યુક્તિથી ફસાવવો ? પહેલો રસ્તો જોખમવાળો છે કારણ કે દુશ્મન જબરો છે. બીજો રસ્તો ઠીક લાગે છે. લાવ્ય તેની પાસે જાઉં.

**નિર્મળસેનઃ**—( એકાન્ત ) ફરતો ફરતો બહુ દૂર નીકળી આવ્યો પણ કોઇ ઠેકાણે મદનનો મેળાપ થયો નહિ. હમણાના તો એના તરફના સમાચાર પણ તદન બંધ થઇ ગયા છે. તેનું કારણ કાંઇ સૂઝતું નથી. કે પછી દુશ્મનના કાવતરાનો તો તે ભોગ થઇ પડયો નથી અને એકાદા કારાગૃહમાં તો સડતો નથી ? ના ના. તેમતો હોય નહિ. કપટસેન સાથે મ્હને જે થોડો ઘણો અનુભવ થયો છે તેમાં તો તે મ્હને એટલો બધો દુષ્ટ માલુમ પડયો નથી. કદાચ દીવાનગીરીની લાલચે એણે રાજાને મ્હારે માટે ભમાવ્યો હોય—પણ—તેની એ સાબીતી વિના શી ખાત્રી ? (કપટસેન આવેછે)

**કપટસેનઃ**—અહો ! મ્હારા જુના મિત્ર નિર્મળસેન ! વાહ ! તમને જોઇ હું બહુજ ખુશી થયો છું. શરીરે તો સારા છોને ?

**નિર્મળસેનઃ**—(મનમાં) હે જીવ ! આવા માણસપર શી રીતે વ્હેમ લાવી શકાય ? મ્હને તો લાગે છે કે આ હમણાના રાજાના વર્તનને માટે કપટસેનની ખટપટ કરતાં રાજાનું જાતીય

અભિમાન વધારે જવાબદાર છે. (પ્રકાશ). આવો ભાઇ, ખુશીમાંછું. તમારા શા સમાચાર છે ? રાજાજી તો સુખવૃત્તિમાં છે ને?

**કપટસેન:**—શું તમને વાત કહું ભાઈ? રાજાજીની બુદ્ધિ બિલ્કુલ બગડી ગઇછે. તમારા જેવા નિમકહલાલ અને સાચા માણસને રાજ્યમાંથી દૂર કર્યાં તે શું ઓછું કર્યુંછે? શું કરીએ ભાઇ? આપણાથી કાંઇ તેમને કહેવાયછે? આ તો આપણે નહિ તો બીજે કોઇએ તેની નોકરીમાં તો રહેજને, ત્યારે એવા નવા કાચા માણસ કરતાં આપણામાંનો કોઇ જાણીતો હોય તો સારૂ એમ ધારીને પડયા રહ્યા છીએ. મનમાં એમ પણ ખરૂં કે તેમ કરતાં રાજાને સુધારી દેશનું ભલુ કરવાનો પ્રસંગ મળેછે.

**નિર્મળસેન:**—તમારૂં કહેવું સત્ય છે ભાઈ. તમારા માટે તો મ્હારો મૂળથીજ ઉંચો અભિપ્રાય છે. જ્યાં સુધી તમે છો ત્યાં સુધી સારૂ થવાની આશાછે. અહો ! એ છી દિલગીરીની વાત છે કે રાજ્યમાં સૌ ધુળ મળવાનો વખત હવે આવ્યોછે.

**કપટસેન:**—આપ જેવા જ્યાં સુધી વિધમાન્ છે ત્યાં સુધી તો તેવો સમય નહિ આવે.

**નિર્મળસેન:**—ભાઇ, અમારાથી તો દૂર રહ્યે શું થાય તેમ છે?

**કપટસેન:**—શા માટે એમ કહોછો? આપે મ્હારે ત્યાં નવરાશની વેળાએ પધારતા રહેવું જેથી આપણે સર્વ પ્રકારની મસલત કરી શકીશું. કોઈ પણ જાતની હરકત રાખશો નહિ. હું જ્યાં સુધી વચમાં હોઇશ ત્યાં સુધી તમારો વાળ પણ વાંકો નહિ થાય.

**નિર્મળસેન:**—ધન્ય છે તમને! બહુ સારૂ. હું કાલે રાતના સમયે ગુપ્ત રીતે તમારે ત્યાં આવીશ અને પછી આપણે કેમ વર્તવું તે પર સવિસ્તર વિચાર ચલાવીશું.

( પડદો પડેછે ).

ઇતિ '**श्री मदन विस्तार**' નામનો તૃતીય અંક સમાપ્ત.

---

# अंक ४.

## प्रवेश १.

( સ્થળ કપટસેનનું ઘર. )

**કપટસેનઃ**—વૈધરાજ, તમારા સર્વ ઉપાય અજમાવી આનો જીવ બચાવો. હું તમને ભારે ઇનામ આપીશ.

**વૈદ્યઃ**—દીવાનજી, તેની ચિંતા કરશો નહિ. મ્હારા સાધનોમાં કોઇ પણ જાતની ખામી સમજશો નહિ. જો તેને સારૂ ન થાય તો પછી આ વિદ્યાજ ખોટી શીખ્યો હતો એમ માનજો

**કપટસેનઃ**—બહુ સારૂ, વૈદ્યરાજ. બેશક રાજાજી પાસે તમારી પ્રશંસા કરવા હું ભૂલીશ નહિ. ( મનમાં ) જમુ જોડેના ઓરડામાં બેઠોછે, તેની સાથે ભવિષ્યની યુકિતઓની મસલત કરૂં.

(જાયછે).

(વૈદ્ય મદનના પેટપર ભાર મ્હેલી પાણી કાઢી નાંખેછે, પછી એક શીશીમાંથી ઔષધિ કહાડી પેટ અને છાતીપર ઘસેછે અને હાથ ઉંચા નીચા કરી કૃત્રિમતાથી શ્વાસ લેવડાવેછે. મદન ધીમે ધીમે આંખો ઉઘાડેછે અને શુદ્ધિમાં આવેછે).

**મદનઃ**—અરે ! હું કયાં આવી ફસાયો છું ? ( વૈદ્ય સામું જોઇને ) તમે કોણછો ભાઇ ?

**વૈદ્યઃ**—ભાઇ, હું રાજ્યવૈદ્યછું.

**મદનઃ**—તમે અહીં કેમ આવ્યાછો ?

**વૈદ્યઃ**—હું તમારો જીવ બચાવવા વખતસર અત્રે આવી પહોંચ્યોછું.

**મદનઃ**—તમને મ્હારો જીવ બચાવવાને બોલાવનાર કયા પરોપકારી માણસનો મ્હારે ઉપકાર માનવાનોછે ?

**વૈદ્યઃ**—રાજાજીના પ્રધાનજી કપટસેને મ્હને બોલાવ્યોછે, અને આ ઘર પણ તેમનુંજ છે. એ મહાત્મા પુરૂષે ખરેખર આજ તમને જીવિતદાન દીધેલુંછે.

**મદનઃ**—(વિચાર કરતો—મનમાં)બરોબરછે-જીવિતદાન દીધું છે અને કાલદાન દેવાનું બાકી છે. કલા વાપરી જો અહીંથી પલાયન થઇ નહિ જવાય તો તો ખરેખર મ્હારૂં આવીજ બન્યું. (એ-

કદમ ઉઠી વૈદને પકડી નીચે પાડી નાંખેછે અને જમૈયો કમરમાંથી કહાડી)–વૈદ્યરાજ, આજ ઘડીએ તમારાં વસ્ત્ર કહાડી મ્હને પહેરવા આપો અને તમે મ્હારાં પહેરો.

**વૈદ્યઃ**—એ........

**મદનઃ**—ચુપ કર! નહિ તો આજ ક્ષણે ત્હારા પ્રાણ જશે.

( વૈદ્ય ચુપકીથી કપડાં કાઢી મદનને આપેછે અને મદન પોતાનાં કપડાં વૈદ્યને આપેછે અને બેઉ જણ પહેરી લેછે. તેટલું કરીને મદન વૈદના હાથ બાંધેછે અને મ્હોંમાં ડુચો ઘાલેછે ).

વૈદરાજ, ક્ષમા કરજો. જીવ સટાનું કામછે તેથી કરીનેજ આ દેખીતી કૃતઘ્નતા વાપરવી પડીછે. (ચાલ્યો જાયછે).

(કપટસેન અને જમુ વાત કરતા પ્રવેશ કરેછે).

**કપટસેનઃ**—વૈદ્યરાજ તો ગયા અને દુશ્મનને આપણા હાથમાં જીવતો મ્હેલી ગયા.

**જમુઃ**—હવે એને રાજા પાસે ઉભો કરીને રાજ્યદ્રોહના ગુન્હાના તહોમતથી દેહાંત દંડની શિક્ષા કરાવી ફાંશીના લાકડાપર ચઢાવી દઇએ એટલે ફત્તેહ.

**કપટસેનઃ**—(વૈદ્યના સામુ જોઇને) અરે! આ શું! સત્યાનાશ! જમુ! દગો! ફટકો! બોલાવો સીપાઇઓને અને ચારે દિશામાં એ અપરાધીની પાછળ દોડાવો–દોડાવો! (વૈદ્યને) અલ્યા કાયર નામરદ, આ શું થયું? આવી સ્થિતિમાં કેમ આવી પડયો?

**વૈદ્યઃ**—ઉં ઉં ઉં.........

**કપટસેનઃ**–પડી રહેવા દ્યો એમને એમ એ બાયલાને સાંજ સુધી એની નામરદાઇની શિક્ષા તરીકે.

( વૈદ્યને બાંધેલોજ નોકરો ઉચકી જાયછે; સૌ જાયછે: પડદો પડેછે ).

## પ્રવેશ ૨.

### ( વસંતનું ખાનગી ઘર. )

**કલાવતીઃ**—બ્હેન, વસંત, હવે તો ત્હારૂં મન સ્થિર થયુંને? ત્હારી મનો ભાવના બધી પુર્ણ થઇને?

**વસંતઃ**—હા બ્હેન, મ્હારા મનની કામના બધી સફળ થઇ. હવે મ્હારા જીવનને હું કૃતકૃત્ય થયેલું સમજું છું. પણ સખી, એક

વાતે મ્હારા જીવને સંતાપનું કારણ રહ્યું અને તે એ કે મ્હારા પ્રીતમની સાથે યથેચ્છ સુખ અનુભવવાનો વખત મળ્યો નહિ. જોને, મ્હને તે દિવસે એકદમ તરછોડીને ચાલ્યા ગયા. એવી તે તેમનાપર શી આફત આવી પડી હશે કે વાત કરવા પણ ઉભા રહ્યા નહિ? મ્હને તેમને માટે બહુ ચિંતા થાયછે.

**કલાવતીઃ**—તે તો ગમે તેમ હશે પણ સખી, તું મુંઝાઇશ નહિ. તે ઘણાજ ચતુર અને કુશળ માણસ છે માટે એટલું મનમાં નક્કી રાખજે કે ટુંકા સમયમાં તે દુસ્મનોને હંફાવી ત્હારી ખબર લેવા પાછા ફરશે.

**વસંતઃ**—જો તેમ કરે તો તો સારૂ. હવે તો આવે ત્યારે એમની સાથે રીસાઇશ અને એમને એવા થકવીશ કે તે પણ મનમાં જાણશે કે મ્હારા રૂસણાથી આમ થાયછે. ( મદનરાય પ્રવેશ કરેછે )

**કલાવતીઃ**—જો સખી, આ આવ્યા તે. ( વસંત મ્હોં ચઢાવીને બેસેછે )

**મદનઃ**—હે ભીરૂ ! તું કેમ આમ શોકગ્રસ્ત થઇને બેઠીછું ? હું હમણાજ મૃત્યુના પાશમાંથી બચીને આવ્યો છું અને તું મ્હારા સામે જોવાની પણ દરકાર નથી બતાવતી ? વાહ ! ( પાસે જઇ હાથ ઝાલેછે ).

**વસંતઃ**—( હાથ તરછોડીને ) જાઓ મ્હારી સાથે બોલશો નહિ. તમારે ને મ્હારે શું છે ? તમને અમે વ્હાલાં હઇશું ત્યારે ને ?

**મદનઃ**—અરે ગાંડી, તને આવું વળી કોણે ભમાવ્યુંછે ?

**વસંતઃ**—ભમાવનાર કોણ હોય ? તમારે તો અમારા જેવી ઘણીએ હશે એટલે તમારે અમારી શી દરકાર હોય ?

**મદનઃ**—( સસ્નેહ ) વાહ ! આવું બોલેછે ? તને તો મ્હેં મ્હારૂં તન મન ધન-મ્હારૂં સર્વસ્વ અર્પણ કર્યું છે. રાતને દિવસ ત્હારીજ ઝંખના કરૂંછું અને તેમાં મારૂં સઘળું કામ પણ વિસાર્યું છે; પિતાજીને પણ હમણાના કાંઈ સમાચાર મોકલ્યા નથી અને તેથી તેમને પણ કેટલી ફિકર થતી હશે; ઓ છેવટે આ સર્વનો આવો બદલો !

**વસંતઃ**- તમે તો જૂઠા છો. તમારો વિશ્વાસ શો ? છેટા

જાઓ, મ્હને બોલાવશો નહિ. મ્હારૂં નામ કોઇ દિવસ દેશો નહિ.

**મદનઃ**—વાહ વાહ ! ત્હારે માટે મ્હેં આટલું બધું ગુમાવ્યું અને આખરે આવી જુદાઇ ?

## ગાયન ૨૩.

### ( રાગ સિંધી ભૈરવી. )

**(જાવ ઇશ્કેમે હો તુમ દીવાના, નહિ બોલુંગી મ્હેં તુમસે દાનાઇ એ રાહ ).**

**મદનઃ**—ગોરી રાખી ત્હેં શી આ જુદાઇ, આવી અવળી મતિ ક્યાંથી પાઇ?

વ્હાલી જોની મ્હેલી સૌ મોટાઈ, બન્યો ત્હારો સાચો દાસ બાઇ.
જારે જોઇ ત્હારી મ્હેં લુચ્ચાઇ, પામે પાર તેનો કોઇ ન ભાઈ.
પરભવની સઘળી રે કમાઈ, હાય ખોઇ મ્હેં તુંથી ફસાઇ.
હરી લીધું જીગર સૌ ત્હેં મ્હારૂં, ખોયું સર્વસ્વ શું હું વિચારૂં ?
મળ્યું તેથી મ્હને ફ્હે શું વારૂ, હાય ભગવત ભજન વિસાર્યું.

**વસંતઃ**—વ્હાલા બોલો ફરી ન તમે આવું, દાસી સાચી તમારી હું કહાવું

પ્રીતિરસ હરદમ પીઉં પાઉં, તમ સાથે અહોનિશ જાઉં,
મળી કોણ ઠગારી એ નારી, જેથી વ્હાલાએ મુજને વિસારી,
જીગર દેહ સઉ છે આ ત્હારી, પછી જાઉં કેમ હું વિસારી ?
ભગવત ભજન સઉ ત્હેં વિસાર્યું, પણ પરમ તેથી પદ પમાયું,
સુખ અહીં અનુપમ પાયું, પરભવનું તેથી શું ન આવ્યું ?
વ્હાલા, મ્હારી ચુક થઇ, ક્ષમા કરો.

**મદનઃ**—આઘાં જાઓ, મ્હને બોલાવશો નહિ. બૈરાંની બુદ્ધિ પાનીએ તેમાં કાંઇ પણ ખોટું નથી.

**વસંતઃ**—હશે, હું કબુલ કરૂંછું કે અમારામાં અક્કલ ઓછી છે.

**મદનઃ**--તેમજ છે. ત્હારા માટે મ્હેં કેટલો આત્મભોગ કર્યો ? મ્હારૂં હાલનું કામ કેટલું અગત્યનું હતું તે બધું ત્હારી ખાતર રઝળતું મેલ્યું, મ્હારે આ વખતે મ્હારૂં હીર બતાવી નામ કરવાનો સમય હતો તેને પણ ગણકાર્યો નહિ, અને તે સર્વના બદલામાં આવી અવગણના ?

**વસંતઃ**—તેમાં મ્હારો શો વાંક છે વ્હાલા? તમે તે દિવસે મ્હને તરછોડીને ચાલ્યા ગયા પછી મ્હારા મનમાં ઓછું ન આવે?

**મદનઃ**—પણ તેને એટલી ખબર છે કે એક ક્ષણવાર વધારે તે દિવસ રહ્યો હોત તો તરત મ્હારા જીવનું જોખમ થાત; અને વળી ત્હારા અંતઃગૃહમાંથી જો હું માલુમ પડ્યો હોત તો ત્હારી એ જોડે કેવી ફજેતી થાત તેનું કાંઇ તને ભાન છે? ત્યારપછી મ્હારાપર શી શી ગુજરી અને કેવી રીતે હું લગાર લગારમાં બચી ગયો તે પૂછવાનું તો કોરાણે રહ્યું ને ઉલટી મ્હારાપર રીસ? તે મ્હારાથી કેમ ખમાય વારૂ?

**વસંતઃ**—મ્હારી ભૂલ થઇ. હું ક્ષમા માગું છું. મ્હને તે દિવસની હકીકત કહી સંભળાવો મ્હારા વ્હાલા.

**મદનઃ**—જા, અમારે તે નથી કહેવું. અમે અમારૂં ફોડી લઇશું.

**વસંતઃ**—એમ થાય મ્હારા પ્રાણાધાર,

## ગાયન ૨૪.

**( રાગ-જીલ્લાની ઠુમરી, તાલ ત્રિતાલ, પંજાબી ).**
**( મોહન તુમસે ના બોલુ ના બોલુજી૦ એ રાહ. )**

વાલમ રીસ ના રાખો ના રાખોજી;

ચાલો ચાલો રસીલા, આવા થયા શું હઠીલા,
મ્હારી આજીજી ન ધારી, થયા કેમ અવિચારી,
રીસ ના રાખો ના રાખોજી.

**મદનઃ**—( સસ્નેહ ) ( બોલ ઠગારી શું કહેછે? ).

**વસંતઃ**—જાઓ દૂર બોલો ફરી તમે ન મ્હને,
જાવ ખરી જે હોય તેની કને,
અમે તો ઠગારાં, ભલે રહીશું અમે ન્યારાં,
એકલા છો તમે સારા, ખાશો સોગન ન મ્હારા,
રીસ ના રાખો ના રાખોજી.

**મદનઃ**—લ્યો સાંભળો, હું કહું છું.

**વસંતઃ**—જાઓ, અમારે નથી સાંભળવું.

**મદન:**—મ્હારા સમ ન સાંભળો તો.

**વસંત:**—મ્હારા સમ તમે મ્હને બોલાવો તો.

**મદન:**—પણ હું તો તમને બોલાવીશ.

**વસંત:**—મ્હારા સમ નહિ પાળો ? ત્યારે હું તમારા સમ નહિ પાળું. હું તમને સાંભળીશ નહિ.

**મદન:**—લે, મ્હારા સમ ફોગ કરૂંછું.

**વસંત:**—ત્યારે મ્હારા પણ કરૂંછું, અને સાથે રીસને પણ વિદાય કરી દઉછું.

**મદન:**—મ્હારી રીસને પણ હું દૂર કરી દઉંછું.

**વસંત:**—વાહ ! મ્હારા રસીયા, બોલો હવે તમારી શી આજ્ઞા છે ?

**મદન:**—વ્હાલી, મ્હારે એટલુંજ કહેવાનું છે કે કપટસેન હમણા મ્હારી પાછળ ખાઇ પીને મચ્યો છે, અને મ્હારા લોહીનો તરશ્યો તે ઘડી જંપતો નથી માટે હવે મ્હારે અહીં વારંવાર આવવું યોગ્ય નથી. જો ત્હારા પિતાને આ સમયે ખબર પડે તો બધું બગડે તેથી હાલ ઘણુંજ વિચારીને કાંઇ પણ પગલું લેવું યોગ્ય છે.

**વસંત:**—હા તમારૂં કહેવું સત્ય છે. મ્હારા ઘર આગળ પણ બે ચાર દિવસથી વ્હેમ પડતા માણસો ફેરા મારેછે તેથી મ્હને પણ એમ લાગેછે કે દુશ્મનના ભેદુ આપણી તપાસમાં ફરેછે. આ સ્થળ આપણે માટે મળવાને હવે નિર્ભય નથી.

**મદન:**—વ્હાલી, તેમજ છે. ચિંતા નહિ. હું બે ચાર દિવસમાં મ્હારા પિતાનો પત્તો મેળવી તે રહેછે ત્યાં તને લઇ જવા ગોઠવણ કરીશ; અને પછી ત્યાં આપણે નિર્વિઘ્ને આનંદમાં રહીશું. વ્હાલી, હું જાઉંછું હવે.

**વસંત:**—પ્રિય, એટલામાં જશો ?

**મદન:**—હે કાન્તે, મ્હેં તને કહ્યું તે પ્રમાણે હું ઘણા મોટા ભયમાં છું, અને મ્હારે માથે કાળચક્ર ભમેછે, માટે મ્હારે બહુજ સાવધ રહેવાની જરૂર છે. એક ક્ષણનો પણ વિલંબ હવે હાનિકારક છે, માટે મ્હને જવા દયો.

**વસંત:**—બહુ સારૂ વ્હાલા, પણ વ્હેલા આવજો. ( મદન જાયછે. પડદો પડેછે. )

## પ્રવેશ ૨

### ( સ્થળ—ચપળાનું ઘર )

**ચપળાઃ**—( એકાન્ત ), અરે રે ! દુરાચારને રસ્તે હું હવે ચઢી ચૂકી છું. મ્હેં અતિ ઘોર કર્મ કર્યું છે, અને હવે એક પાપ બીજાં કેટલાં મ્હારી પાસે કરાવશે તે જોવાનું છે. જીંદગી પર્યંત પાપાચારમાંજ મચ્યા રહેવાનું તેમાં શો સંશય ? પણ હું તે રાંડ શું મરૂં ? ઘરમાં રોજ રોજ વાતો સાંભળું કે સ્ત્રીને પુરૂષના હક્ક સરખા છે, ગરદ જેમ ભણી ગણીને બહાર ચાકરીએ જાય, વેપાર ખેડે, રાજ્યદ્વારી કાર્યમાં ભાગ લે, અને એ પ્રમાણે સર્વ પ્રકારની છૂટથી વર્તી શકે, તેવીજ રીતે સ્ત્રીને પણ સર્વ જાતની છૂટ છે, ત્યારે મ્હારૂં મન તે કેમ સાધ્ય રહે ? સસરાજી મોટો સુધારાનો ફાંકો રાખીને ફરેછે, વિધવાગૃહ ઉઘાડવાની મોટી મોટી વાતો કરેછે, પારકી વિધવાઓને પરણાવેછે, જો કે ઘણે ખરે ઠેકાણે તો લાકડે માંકડાંજ વળગાડયાં જોવામાં આવેછે, અને પછી જ્યારે મ્હારી વાત આવેછે ત્યારે કહેછે કે 'મ્હારે તો પરણાવવાની ઘણીએ મરજી છે, પણ એનાં પીએરીઆં કયાં માને એવાં છે' એમ કરીને વાત ઉડાવેછે, ત્યારે પછી મ્હારો શો વાંક ? નવા વિચારવાળાના મત પ્રમાણે રાંડેલી સ્ત્રીને બીજો પતિ કરવામાં બાધ નથી, ત્યારે પછી મ્હને પણ શો બાધ ? ફેર એટલોજ કે એમ કરવામાં મ્હેં કોઇની સમ્મતિ લીધી નથી અને બીજું એ કે શાસ્ત્ર ક્રિયાની ખટપટમાં પડવાનું યોગ્ય ધાર્યું નથી; પણ તેમાં કાંઇ ખોટું કર્યું નથી. એ તો નવા વિચારવાળાના 'પોતાની પસંદગીથી વરવું' અને 'બાહ્ય ઉપચાર સઘળા ઢોંગ છે' તે સિદ્ધાંતોને તેમની પૂર્ણતાએ વ્યવહારમાં મ્હેલી બતાવ્યા છે. અને વળી એમ પણ કેમ કહી ન શકાય કે, કેટલાંક અન્ય કાર્યોમાં અજમાએશને જેમ અવકાશ આપવામાં આવેછે તેજ પ્રમાણે પતિ પત્નીની પસંદગીમાં પણ તે રૂઢિ દાખલ કરવાની જરૂરીઆત આમ કરીને મ્હેં બતાવી આપી છે ? ( જમુ બારણાં ઠોકેછે. )

**ચપળાઃ**—અરે, કોણ છે એ ?

**જમુઃ**—કોઇ નહિ, દ્વાર ઉઘાડો ( ચપળા બારણાં ઉઘાડેછે, જમુ પ્રવેશ કરેછે ). લ્યો, આ મ્હારા શેઠ કપટસેને ચીઠ્ઠી આપી

છે તે વાંચી તેનો ઉત્તર આપો. ( ચીઠ્ઠી હાથમાં આપેછે ). ( મનમાં ) રામ ! રામ ! રામ ! શેઠે સોધી તો ઠીક કહાડયું છે. લાવ્ય, લગાર મૂછે આંકડાવાળી વાળ રહેજ ઉંચ્યા કરી અક્કડ બની છાતી કહાડીને ઉભો રહું, (તે પ્રમાણે કરેછે) અને રોફ મારી આંજી નાંખું.

ચપળાઃ—આ કાગળ કપટસેને મોકલ્યો છે ?

જમુઃ—બેશક.

ચપળાઃ—એમને કહેજો કે આજ સાંજે આવી હું મળી જઇશ.

જમુઃ—બહોત ખુબ; લેકિન આપકુ એક બાત કહેને કીથી સો રહે ગઈ.

ચપળાઃ—શું છે ? બોલો.

જમુઃ—કહુંગા તો સઇ, મગર ઐસા કરના હોગા.

ચપળાઃ—જે કહેવું હોય તે કહી નાંખો ઝટ, નહિ તો કોઇ હમણાં આવી પહોંચશે તો તમારી ને મ્હારી ખરેખરી ફજેતી થશે.

જમુઃ—અચ્છા, સુનો. ઐસી બાત હે કે હમારા સેઠ કપટસેનકી તુમેરી સાથ મહોબત હુઇ હે, યે બાત ઠીક હે, લેકિન ઇતના ખ્યાલ કરના ચાહીએ કે બડોંકી બડી બાતેં. યેહી મહોબતમેં હમેસ મઝા નહી રહેતી હે. કલ ઉઠકે રાજા હોયગા ફિર કીસીકી સામને નઝર બી નહિ ડાલેગા.

ચપળાઃ—એ વાત તો ઠીક છે પણ તેનું શું કરવું છે ?

જમુઃ—હમ તો ગરીબ સીપાઇ ભાઇ કયા કહે. લેકિન પાક પરવરદિગારકી રહેમનઝરસે ઇતના કહે સકતા હું કે હમને બી હમારે ઝમાનેમેં બહોત દોસ્તી કીયા હે લેકિન કોઇ દીન બેવફાઇ નહિ કીયી. હમ સચ હે યેહી કહેતે હે. જૂઠ બોલના ગાંડુકા કામ હે.

ચપળાઃ—પછી શું ? બોલો આગળ.

જમુઃ—ઇસ લિયે હમ ઐસા કહતેહે કે હમેરા જેસાહી એક શખ્સ તુમ્હારે તૈનાતમે ચાહીએ. ઇસ્સે આપકુ બહોત ફાયદા હોગા.

ચપળાઃ—એ તો ખરૂં પણ ત્હારા જેવા મુસલમાનની સાથે અમારા હિંદુ લોકોથી શી રીતે સોબત થાય ?

જમુઃ—આપ ભૂલતે હો. હમ મુસલમીન નહિ હે. હમ તો હિં-

દુ ડી હે મગર એ હિંદુસ્તાની બોલનેકા અભ્યાસ ઇસ બાતસે કીયા હે કે ઓ જવાન મરદ લોકડી હે. ગરદામી કે કામમે ઇસકી બહોત ઝરૂર પડતી હે.

**ચપળા**:—પણ તું ગમે એટલો પણ સીપાઇ. ત્હારા સાથે તો અમારાથી એવી વાત પણ ન થાય.

**જમુ**:—એ કયા બોલતે હો. સુનો;

( વિષમ હરિગીત. )

ઇશ્ક શય એસી હે કે, રાતદીન દેખે નહી.
દિલસે દિલ મિલ જાય તો, જાતકી પરવા નહિ.

ઇશ્કકી બાત એસી હી હે. ઓ તો સબી જગોપર એસા ચલતા હે. ઇસસે સોચ કયા કરના?

**ચપળા**:—(મનમાં) આ પણ ઠીક કહે છે. માણસ ફાંકડો દેખાય છે અને એની સાથે પ્યાર બાંધીશું તો ઠીક પડશે. વળી એને હાથમાં રાખવાથી કપટસેનની બાતમીઓ બરોબર મેળવી શકાશે જેથી કરીને કપટસેન મ્હારા હાથમાંથી છટકી શકશે નહિ. ( પ્રકાશ ) બહુ સારૂ, મ્હારા દિલદાર, આજથી તમે પણ મ્હારા યાર.

**જમુ**:—વાહ! વાહ! કપટસેન સાલા પાગલ કયા સમજતા હે. કયા ઓ દીવાન બના ઓર હમ સીપાઇ બને હે તો ઓ હમસે ચઢેગા. રામ રામ કરો. હમ ઇસસે દો ચાંદ ચઢે એસે હે! અચ્છા પ્યારી, અબ હમ જાતે હે! સલામ આલેકમ! ફીર ફુરસતકી બખત મીલેગે. (જાયછે પડદો ઉપડેછે.)

## પ્રવેશ ૪.

( સ્થળ-કપટસેનનું ઘર. )

( નિર્મળસેન પ્રવેશ કરેછે).

**નિર્મળસેન**:—અહો! આજ મ્હારા જીવને લગાર પણ ચેન નથી.

## ગાયન ૨૫.

( ભૈરવી-ઠુમરી-ત્રિતાલ-પંજાબી ).

શા શકુન થાય અપકારી (૨);
કંઠોર સ્વરથી રુવે કાગડો, પક્ષી કાઢે રુક્ષ રાગો,

ઉગ્ર સર્પ ધુશી આડે આવતો, અનિષ્ટતા તે સાથ લાવતો. શા૦
નેત્ર ડાબું ફરકે અતિ આજે, ધરતિ પાદ તળે બહુ ગાજે,
મુંડધારી ગોસાંઈ આવતો, મહાઘોર મૃત્યુ સૂચવતો. શા૦

હે ભગવાન ! આજ શું થવા બેઠું છે તેની કાંઇ સુઝ પડતી નથી.

**કપટસેન**:—આવો પધારો, મ્હારા મિત્ર નિર્મળસેન, શરીરે તો સાજા છો ને ?

**નિર્મળસેન**:—હા ભાઇ, તમને દેખીને વિશેષ.

**કપટસેન**:—બહુ સારૂ. હું સહજ કામમાં છું તે આપ કૃપા કરી ઉપર બેસો. હું થોડા વખતમાં આવું છું. આપને બહુ વખત સુધી નહિ રોકું.

**નિર્મળસેન**:—જેવી ઇચ્છા. (બીજા ઓરડામાં પેસવા જાયછે. પેસતાં બારણાની સાખ માથામાં વાગેછે ). અરે ! આ શું ? અશુભ શકુન એક પછી એક થયે જાયછે. અહીં આવવાનું શું માઠું પરિણામ આવશે તે કહી શકાતું નથી. શિવ ! શિવ ! શિવ ! હે કૃપાળુ ભગવાન્ ! જગત્ નિયંતા, તું કરે તે ખરૂં.

( દાદરા પર ચઢવાની તૈયારી કરેછે એટલામાં એક દાસી આવેછે ).

**દાસી**:—મહાશય ! સાવધાન ! આપ આવીને કપટપાશમાં ફસાયા છો. સીડીપર ચઢતાં દસમે પગથીએ સંભાળ રાખજો. ગાફેલ ન થશો. ઇશ્વર તમને મદદ કરે.

**નિર્મળસેન**:—અહો પરમેશ્વર ! શી ત્હારી દયા ? તું ત્હારા સાચા સેવકોને ભય તરફ જતાં પહેલાં ચેતવણી આપવા ચુકતો નથી. લુચ્ચા કપટસેન ! આખરે ત્હારી જાત પર તું ગયો. અરે ! પણ તેમાં ત્હારી શી કસુર ? અગ્નિનો સ્પર્શ થતાં દાઝયા શિવાય કોણ રહ્યું છે ? સર્પની સાથે ચેષ્ટા કરતાં તેના દંશનો ભોગ થયા વિના કોણ છટકી શકયુંછે. એ તો વિધિની બલિહારી છે કે એ લુચ્ચાનો આટલો અનુભવ છતાં પણ તેને વિશ્વાસનો પાત્ર ગણ્યો, અને આ પણ દૈવની ખુબી છે કે મૃત્યુના મ્હોં આગળ ઉભો કર્યા છતાં પણ બચવાની આટલી તક મળેછે. ચાલ્ય ત્યારે પરમેશ્વરનું

સ્મરણ કરી ચઢવા માંડું. હે દીનાનાથ ! ભક્તવત્સલ પ્રભુ ! આ દીન સેવકની વ્હારે ચઢજો.

( નિર્મળસેન ચઢવા માંડેછે. દસમે પગથીએ પગ મેલતાં પહેલાં ઉપરનો કઠેરો સંભાળથી મજબૂત ઝાલેછે અને દસમા પગથીઆપર પગ મેલેછે. પગ મેલતાંજ તે દસ પગથીઆંવાળો સીડીનો નીચલો ભાગ હાલેછે, નીચે જમીનમાં તડ પડેછે, અને સીડીનો તેટલો ભાગ નીચે ભોંયરામાં તૂટી પડેછે. નિર્મળસેન કૂદકો મારી ઉપર જાયછે અને બાજુની બારીએથી રાજ્ય માર્ગપર ઉતરી પડેછે અને નાશી જાયછે. કપટસેન અવાજ સાંભળી ત્યાં આવેછે ).

**કપટસેનઃ**—વિજય ! વિજય ! શ્રીરંગ ! જમુ, આમ આવ્ય. ( જમુ આવેછે). મ્હારા સાચા સલાહકાર ! આપણું કામ પાર પડી ગયુંછે. દુશ્મન ભોંય ભેગો થઇ ગયોછે. હવે તું આ સીડીનો જે ભાગ નીચે ભોંયરામાં પડી ગયોછે તેને યંત્રની મદદથી ઉપર આણી સીડી કોઇને માલુમ ન પડે એવી રીતે સજડ ગોઠવ્ય. એક શત્રુ પુરો થયોછે. હવે બીજા શત્રુની વાત ! બચ્ચા મદન ! ત્હારૂં મ્હોંત હવે પાસે આવ્યુંછે. તું હવે મુઓ એટલે કપટસેનને લીલા લ્હેર અને ભાગ્યદેવીની મ્હેર.

(સૌ જાયછે; અને પડદો ઉપડેછે).

## પ્રવેશ ૯.

### ( સ્થળ-ઉપવન. )

### ગાયન ૨૬.

### ( રાગ-હોરી ).

**વસંતઃ**—

સ્વામી નહી મુજ સંગે, શ્યામ વિણ હોળીજ અંગે.

વસંત આ ઘુમે ચોપાસે, ધાય વ્હારે અતિ ઉલ્લાસે

મદન ચઢયોછે મોટા જંગે, આવે લડવા અતિ ઉમંગે. શ્યામ વિણ૦

• વસંત વેરી છું મિત્ર સાથે, એકલી છું નહિ પ્રિય બાથે

વિના મદન મુજ મ્હારી સંગે, તોધારી નવ લડું હું રંગે. શ્યામવિણ૦

વસંત, ઠીક ભાઇ ત્હારે મ્હાલવું હોય એટલું મ્હાલ. સખા જાતિનો તેમજ નામરાશિ હોવા છતાં તને કાંઇ આ દુઃખી અબળા જનના દુઃખની પરવા છે ? પણ તને પરવા હોય શાની ? ત્હારા સુહૃદ મદનને મદદ કરવા જતાં મ્હારા જેવાના દુઃખની દયા ખાય તો ત્હારા બંધુત્વમાં ખામી આવે. તું તો ફક્ત ત્હારો મિત્ર ધર્મ બજાવેછે અને તે પણ બરાબર રીતે. જોને, ત્હારાં જેટલાં સાધન છે તે સર્વને ત્હારા સહચરની સહાય કારણે તેના અધિકાર નીચે મેલી દીધાં છે. જો, પેલો આમ્રરસથી ગાંડો થયેલો કોકિલ તેની કોયલ સાથે કોડી કરતાં થાકતો નથી, પુષ્પના પરાગથી ઘેલા થયેલા ભ્રમરો જ્યાં જાયછે ત્યાં જૂથમાંજ ભટકતા ગુંજારવ કરી રહ્યાછે; પેલો સુંદર મયૂર તેની મયૂરીની સાથે ગેલ કરી રહ્યો છે અને તેની સોડ એક ક્ષણવાર પણ મૂકવા મન કરતો નથી. જળચર પ્રાણી જળાશયોમાં પોતપોતાની પ્રિયાયો પાછળ દોડાદોડી કરતાં વિચક્ષણ ક્રીડા કરી રહ્યાં છે. લીલા વેલાઓ અને છોડ નાની વેલોથી વીંટાઇ આલિંગન કરતા ટટાર ઉભા રહેતા લાગેછે. અને આ સર્વના અનુસારે સકલ સૃષ્ટિ પોતાના અધિષ્ઠાતા દેવતા મદનરાજને સામ્રાજ્ય સ્થાપવા બહાર મેદાનમાં નીકળી પડેલો જોઇ જાણે આનંદથી કલ્લોલ કરી રહી ન હોય તેમ આંદોલાયમાન થઇ રહીછે. ભાઇ વસંત, આખી આલમમાં જ્યારે આ પ્રમાણે છે ત્યારે ત્હારો વાંક શા માટે કહાડવો? વાંક તો મ્હારા નશીબનો. નહિ તો પછી મ્હારા મદનનો ? વ્હાલા મદન ! તું મ્હને આ પ્રમાણે એકલી મેલી કયાં ચાલ્યો ગયો ? આખા જગતમાં શું હુંજ એકલી ? આટલોજ વિચાર શું મ્હારા હૃદયને ચીરી નાંખવાને બસ નથી ? ત્યારે આવા નિષ્ઠુર હૃદયનો તું કેમ થયો ? લગાર આમ નજર તો નાંખ. આ અનાથ અબળાને હવે કોની સ્હાય ? તેનો વિચાર કરી દયા આણી મ્હારી મદદે દોડી આવ્ય, અને આ દુઃખમય પ્રસંગથી મ્હને બચાવ્ય.

### ગાયન ૨૭.

### ( રાગ-ભેરવી, ઠુમરી, પંજાબી ઠેકો ).

ચેન નહીં તુજ વિણ હા; શ્યામ, ચેન નહીં૦

પ્રીત કરીને, પછી તલસાવે,

દેશ કયાની રીત આ.—શ્યામ, ચેન નહીં૦

પ્રીતનોં પ્યાસી, બની ઉદાસી,
અરજી ધરોને ઉર આ.—શ્યામ, ચેન નહીં૦
ચાંદની જેવી, સુરત ત્હારી,
ચકોરી ઇચ્છું નિરખવા.—શ્યામ, ચેન નહીં૦

( કલાવતીના સામું જોઇને ) કેમ સખી, તું કયારની અહીં આવી છું ?

**કલાવતીઃ**—હું તો કયારનીએ આવીછું, પણ આ ત્હારા લવારામાંથી તને બીજી તરફ ધ્યાન પહોંચાડવાનો વખત મળે ત્યારે તને ખબર પડે ને ?

**વસંતઃ**—સખી, તું પણ આવી ક્રૂર હ્રદયની થાયછે? થયું ત્યારે મ્હારે હવે કયાં જઇ મ્હારૂં દુઃખ રડવું ? મ્હને તો લાગેછે કે હું દુઃખને માટેજ સર્જીત છું.

**કલાવતીઃ**—તેમ માનવામાં તું ભૂલ કરેછે. વારૂ તને શું દુઃખ છે? તું એકલી છું એજ ને ? તેમાં તે શું કરે? એમને અહીં આવવાને સમય અનુકુળ હોય તો આવ્યા વિના એ રૂહે ? પણ કાંઇ કામમાં રોકાયા હશે ત્યારેજ નહિ આવ્યા હોય ને? ત્યારે એટલા સારૂ વારંવાર ચિંતા કરવી શા કામની ? પુરૂપ જાત એટલે હજાર કામમાં ચિત્ત પરોવવાનું હોય પછી આપણી પાસે આખો દિવસ કયાંથી બેશી રૂહે ?

**વસંતઃ**—તું જે ક્હેછે તે ખરૂંછે સખી, પણ મ્હારા મનમાં તો અધીરાઇ રહેને કે અરેરે એમને શું થયું હશે? એમનાપર કાંઇ આફત તો નહિ આવી પડી હોય ? વિશેષમાં આ સકલ સૃષ્ટિમાં સર્વ સ્થળે પ્રાણી માત્ર પોતપોતાની પ્રિય વસ્તુઓ સાથે આનંદમાં નિમગ્ન થઇ ગયાં છે એવા સમયે મ્હને એકલીને મનમાં ઓછું ન આવે? મ્હારે મ્હારૂં મન રંજિત શાથી કરવું?

**કલાવતીઃ**—આમ માનવામાં સૌ માણુસ જે ભૂલ કરેછે તેજ તું કરેછે. ત્હારી આસપાસ સર્વ સ્થળે ધારીને જો તો તને માલુમ પડશે કે કૃપાળુ ઇશ્વરે મનના વિનોદના કારણે અનેક સાથી આપેલા છે. સૂર્ય, ચંદ્રમા, તારાઓ જેવી રમ્ય વસ્તુઓ જોતાં ખુટે

તેમ નથી, પૃથ્વી નદી નાળાં વિગેરે ચીજોનો આપણે મનગમતો ઉપભોગ કરી શકીએ છીએ, સૃષ્ટિ સૌંદર્યની વિધ વિધ ખુબીઓ ડગલે ડગલે જોઇએ છીએ જેથી કરીને પળે પળે આપણને એની કૃપાનું અને સર્વ શક્તિત્વનું ભાન થાયછે. જ્યારે આટલું આટલું છે પછી આપણે એમ કહીએ કે આપણે એકલાં અને નોધારાં છીએ તે શા કામનું ? બ્હેન ! સુખ દુઃખ માણસના પોતાનાજ હાથમાં છે. પછી કોઇનોએ દોષ કહાડવો ઉચિત નથી. જ્યારે જ્યારે આપણને કાંઇ દુઃખ પડે ત્યારે તે પર વારંવાર મનન ન કરતાં એટલુંજ વિચારી મન વાળવું યોગ્ય છે કે " કષ્ટ ઘણી વખત ફાયદાકારક નીકળે છે, અને મોટી આફતો મહાન્ વિજયને રસ્તો આપેછે. "

**વસંતઃ**—સખી, ત્હારૂં કહેવું ઠીક છે, પણ બધી બાબતોમાં મન વાળી શકાયછે પણ પ્રિય જનની વિરહ વેદનાના પ્રસંગે ધૈર્ય રાખવું તે કરવા કરતાં કહેવું વધારે સહેલું છે.

**કલાવતીઃ**—તે વાત ખરી, પણ આમ બળાપો કર્યે શું વળે ? તેથી શું ત્હારો પ્રીતમ તને જલદી આવી મળી જશે ? તેમ કર્યાથી તેના પર કાંઇ ભયનું વાદળ હશે તેનું નિવારણ થઈ જશે ?

**વસંતઃ**—ત્યારે સખી મ્હારે શું કરવું ?

**કલાવતીઃ**—ત્હારે કરવાનું કશું નથી. પરમેશ્વરની કૃપા અને શુભ પરિણામ ને એ પર દૃઢ વિશ્વાસ રાખી આનંદમાં રહેવું.

**વસંતઃ**—બરોબર છે સખી ! આજ ત્હેં મ્હારા મનનું બહુ સમાધાન કર્યું છે. હવે હું લગારે કલેશ નહિ કરૂં, કારણ કે બીજા જે દુઃખો તેનાથી થાયછે તે ઉપરાંત તેમ કર્યાથી એક રીતે ઇશ્વરની દયા તરફ પણ અણવિશ્વાસ બતાવ્યા જેવું થાયછે, જેથી કરીને તેની લાગણી આપણા તરફ વધારવાને બદલે આપણે ઉલટી ઘટાડીએ છીએ.

**કલાવતીઃ**—હવે સમજી તે ખરૂં. આ પ્રમાણે વર્ત્યાથી ત્હારા દુઃખનો અંત જલદી આવશે તે ત્હારે નક્કી સમજવું.

( બે જણ જાયછે. પડદો પડેછે. )

## પ્રવેશ ૬.

### ( સ્થળ—રાજાનો મ્હેલ ).

( ગર્વસિંહ વિચારમાં બેઠેલો છે, ને કપટસેન પ્રવેશ કરેછે ).

**કપટસેનઃ**—( નીચો પડી નમન કરી ) મહારાજાધિરાજનો જય ! ( અદપ વાળી પાસે ઉભો રહેછે ).

**ગર્વસિંહઃ**—આવો દીવાનજી બેસો. (આસન પર બેસાડેછે) કેમ, રાજ્યમાં શી ખબરો છે ?

**કપટસેનઃ**—હજુર, આપની દયાથી રૈયત સુખી છે. આપ નામદારના પ્રભાવથી દુશ્મનોનું જોર પણ થોડું તોડયુંછે. એક દુશ્મન મ્હાત થયોછે. નિર્મળસેનની પાછળ લશ્કરની એક ટુકડી મોકલી હતી; જો કે તે પકડી શકાયો નથી તોપણ તેને એવી રીતે નસાડી મેલ્યો છે કે હજુરના સામે બળવો કરવાને હવે તે પાછો આવે તેવી આશા નથી. તેનું બળ બધું નાશ કરી નાંખ્યુંછે.

**ગર્વસિંહઃ**—શાબાસ છે તને અમારા નિમકહલાલ વીર; વારૂ એના છોકરા મદનની શી ખબર છે? હજી સુધી તે પકડાયો નથી ? હજી પણ તે અમારી વિરૂદ્ધમાં પોતાનું વર્તન ચલાવવાને જીવતો રહ્યો છે ?

**કપટસેનઃ**—ખુદાવિંદ, તે લુચ્ચાને પકડવાને તમારો સેવક હજી ભાગ્યશાળી થયો નથી. તેના સંબંધમાં વાત કરવાને જ આપની પાસે હું આવ્યોછું.

**ગર્વસિંહઃ**—બોલ, શું કહેવુંછે ત્હારે ? ત્હારી માગણી સ્વીકારવાને અમે તૈયાર છીએ.

**કપટસેનઃ**—મ્હારી વિનંતિ એ છે જે આપે મ્હને જે લશ્કરની ટુકડી આપી હતી તેને અત્યાર સુધીમાં જે શ્રમ પહોંચ્યોછે તેને લીધે તે નબળી થઇ ગઇછે માટે આપ બીજી ટુકડી મ્હારા અધિકાર નીચે આપવા હુકમ કરવા કૃપા કરશો.

**ગર્વસિંહઃ**—અરે ! એમાં તે હુકમ શો કરવો હતો ? તું અમારો ખરેખરો વફાદાર સેવકછું એટલીજ બીના શું તને અમારા ભરોસાને પાત્ર કરવા બસ નથી ? ત્યારે વારંવાર આવી અગત્યની બાબતોમાં ત્હારે અમારા હુકમની રાહ જોવી પડે એ કેટલું અઘ-

રિત છે? માટે આજથી અમે એવો હુકમ કરીએ છીએ કે અમારૂં બધું લશ્કર ત્હારી સત્તા નીચે રહેશે. અમને ત્હારો સંપૂર્ણ વિશ્વાસ છે. આજથી તને દીવાનની સાથે અમારા સેનાધિપતિનું પણ પદ આપવામાં આવેછે.

**કપટસેનઃ**—અહો ! પ્રભુની મ્હારાપર કેવી કૃપા ? મહારાજ, આપ પણ બરોબર રીતે હવે જોશો કે મ્હારાપર આપે વિશ્વાસ મ્હેલ્યોછે તેનો હું કેવો સારો ઉપયોગ કરૂંછું ?

**ગર્વસિંહઃ**—તે બાબતની અમારી સંપૂર્ણ ખાત્રી છે. કપટસેન ! વારૂ ત્હેં મદનનો ઘાટ ઘડવાનો શો રસ્તો શોધ્યો છે તે મ્હને કહે.

**કપટસેનઃ**—તેનાથી બીજું કાંઇ વધારે સુગમ નથી. લશ્કરની મદદથી હું ગમે તે જગાએથી તેને પકડી લાવીશ અને પછી તેનાપર રાજદ્રોહનો આરોપ મ્હેલી આપના સમક્ષ ઉભો કરીશ, પછી તેનું શું કરવું તેના સ્વામી મુખ્ત્યાર છો.

**ગર્વસિંહઃ**—પછી 'શું કરવું' એનો સવાલ ક્યાં રહ્યો ? રાજ્યદ્રોહને માટે એકજ અને ઉત્તમ શિક્ષા—અને તે દેહાંત દંડ—તે તેનાપર ફરમાવીને દુષ્ટનું કાસળ કહાડવું.

**કપટસેનઃ**—એ તો મ્હારાથી કેમ કહેવાય સાહેબ. આપને જે ગમે તે ખરૂં ?

**ગર્વસિંહઃ**—વાહ ? કપટસેન ! ત્હારામાં દયાનો અંશ થોડો ઘણો જણાયછે; નહિ તો તું આવી બાબતમાં વિચાર કરે નહિ. પણ આવી બાબતમાં દયા નકામી છે. અમારે સખત દાખલો બેસાડવાનો છે અને તેને માટે આવો પ્રસંગ ફરી ફરી મળવાનો નથી. જા સત્વર ને ત્હારે કામે વળગ; અમે પછી બધું જોઇ લઇશું. અમારી ઇચ્છાનો અવરોધ થઇ શકે તેમ નથી.

( બેઉ જાયછે. પડદો પડેછે. )

## પ્રવેશ ૭.

( સ્થળ—ગામ બહાર. )

### ગાયન ૨૮.

( રાગ માઢ; તાલ દાદરો. )

( મ્હારો જોબન બીત્યો જાય, બાદીલા૦ એ રાહ )

**મદન:—**

પ્રિયા વિના સુનો સંસાર, ભાઇ દેખું નહિ કાંઈ સાર.
ભટકું જગમાં બુદ્ધિહીન હું, જાણે ચોખ્ખો ગમાર
ભોમીઆ વિના દુઃખી પ્રવાસી, સૂઝ પડે ન લગાર, ભાઇ૦
પ્રિયા નામનો જાપ જપું હું, તોએ ન આવ્યો પાર
એક ચિત્તથી ધ્યાન ધરૂં પણ, આવી પ્હોંચી ના વ્હાર. ભાઈ૦

અરે રે ! હવે ક્યાં જઉં હું ! પિતાજીના પણ કાંઇ સમાચાર મળ્યા નહિ. તેમને હવે ક્યાં સોધું ? ( સામે જોઇને ) અરે ! પેલા સીપાઇઓ કોણ આ તરફ આવેછે ? લાવ્ય, અહીં સંતાઇને જોઉં (ઝાડને ઓડે સંતાયછે). ( સીપાઇઓ પ્રવેશ કરેછે )

**૧ લો સીપાઇ:**-અલ્યા ભાઇઓ, એ હશે તો આટલામાંજ; આપણે એને ઘેર ગયા ત્યાર પહેલાં થોડી વારપરજ ત્યાંથી નીકળ્યો હતો.

**૨ જો સીપાઈ:**-હા, તેમજ હોવું જોઇએ. બરોબર તપાસ કરો.

**૩ જો સીપાઇ:**-ભાઇ, તપાસ તો કરીશું જને, આપણી ગરજે. દસ મહોરનું ઇનામ કાંઇ ખોટું લાગવાનું છે ?

**૪ થો સીપાઇ:**—ત્યારે તો દુનીઆના બીજા ભાગમાં જઇને એ ભરાયો હશે તો પણ ત્યાં જઇને એને સોધી કહાડીશું.

**૧ લો સીપાઇ:**—અલ્યાઓ, પેલા ઝાડની પાછળ શું હાલેછે ?

**૨ જો સીપાઇ:**—કોઇ જણાયછે તો ખરૂં, કદાચને કોઇ ચોર તો નહિ હોય ?

**૩ જો સીપાઇ:** -ના ના, ચોરતો નહિ હોય પણ વખતે ભૂત પલીત હોય. કારણ કે આ પીંપળાના ઝાડ પછાડી ભૂત હોવાની ઘણાને મ્હોંએથી વાત સાંભળી છે. ઘણા વટેમાર્ગુ લોકોને તે રંજાડે છે એવી પણ વાત આવી છે.

**૪ થો સીપાઇ:**—અરે થાઓ આગળ; આમ કાયરની પેઠે બ્હીને ખમચાઓ છો કેમ ?

**૧ લો ને ૨ જો સીપાઇ:**—ત્યારે તમેજ ત્યાં જાઓને મોટા બહાદુરના પૂંછડાં હોતો.

**૩ જો સીપાઇ:**—આમ લડાલડી શું કરોછો ? બાયલાઓ ચાલો, હું આગળ થઉંછું. તમે મ્હારી પુઠે ચાલ્યા આવો.

(ચારે સીપાઇઓ નાગી તલવાર હાથમાં લઇને જાયછે. ત્રીજો સીપાઇ ત્યાં જઇને મદનના હાથનું કાંડું પકડેછે અને કહેછે ) અલ્યા ભાઇઓ, આતો આપણું ભક્ષ હાથ આવ્યું છે ને !

**બાકીના સીપાઇઓ:**-શું મદન છે એ ? ચાલો, પકડીને બાંધો મુસ્કેટાટ એને અને આપણા દીવાનજી પાસે લઇ ચાલો.

(સીપાઇઓ પકડી બાંધેછે).

**મદન:**-અરે ભાઇઓ, મ્હેં તમારૂં શું બગાડયું છે તે તમે મ્હારી સાથે આવી ખરાબ વર્તણુક ચલાવોછો ?

**૧ લો સીપાઈ:**—અમારૂં તો કાંઈ બગાડયું નથી પણ અમારા રાજાજીનું બગાડયું છે

**૨ જો સીપાઇ:**-સાથે અમારા દીવાનજીનું પણ બગાડયું છે, જેથી તેના કોપને પાત્ર થયા છો

**મદન:**—લુચ્ચા કપટસેન ! ફરીથી મ્હને ફસાવવાની ત્હારી તદબીરમાં તું ફાવ્યો છું !

**૩ જો સીપાઇ:**-અમારા દીવાનજીને કેમ અપશબ્દ બોલેછે ? તને ખબર નથી કે તેને માટે ત્હારી દેહથી તેનો જવાબ ત્હારે દેવો પડશે ?

**૪ થો સીપાઇ:**-અને તે પણ રીબાઈ રીબાઇને. કપટસેનની સત્તા તું આજ કાલ શું જાણે છે ? રાજા તો પૂતળુ છે અને ખરે ખરો રાજા તો તે છે.

**મદન:**--અરે દુષ્ટ લોકો, હથીઆર વગરના અને એકલા માણસને આમ શું દબડાવોછો ? લાવો હથીઆર મ્હારી પાસે અને આવી જાઓ સામા.

**સીપાઇઓ:**—ચાલ, બહુ ગરબડ ન કર.

**મદન:**—હાય વસંત ! હે પિતા ! હવે મ્હારૂં આવી બન્યું !

(મદનને પકડી સીપાઇઓ લઇ જાયછે અને પડદો ઉપડેછે).

## પ્રવેશ ૮

### ( સ્થળ-રાજ્ય દરબાર. )

નેકનામદાર ખુદાવિંદ મહારાજાધિરાજ ગર્વસિંહજીને ઘણી ખમા. દરબારી જનો ઉભા થાયછે અને રાજા તખ્તપર બેસેછે.

**ગર્વસિંહઃ**-શૂરા સામંતો, મંત્રીજનો અને દરબારીઓ, હવે રાજ્યમાં સર્વ સ્થળે સુખશાંતિ પ્રસરી ગઇ છે, અને અમારી સત્તા અચળ થઈ છે. દુશ્મનો અમારૂં નામ સાંભળી કાંપેછે અને અમારા અમલની સામે થવાને કોઇપણ હિમ્મત ધરાવે તેવો રહ્યો નથી. કેમ ખરી વાત છે ને?

**દરબારીઓઃ**-નેકનામદાર મહારાજાધિરાજનો જય! પ્રભુ કહે છે તે સત્ય છે.

**ગર્વસિંહઃ**-બોલો ત્યારે અમારે અમારી સત્તાને હજી વધારે દૃઢ કરવાને શું કરવાનું બાકી રહ્યું છે?

**કપટસેનઃ**-હજુર, મદનરાયને મ્હારા સીપાઇઓએ પકડી આણ્યો છે. તેણે આપનું ન્યાયી રાજ્ય ઉથલાવી પાડવાનો અઘોર ગુન્હો કરેલો છે, માટે તેનાપર રાજ્યદ્રોહનો આરોપ મ્હેલી આપના સમક્ષ યોગ્ય શાસન માટે ઉભો કરવા રજા માગુંછું.

**ગર્વસિંહઃ**-લાવો કેદીને અમારા સામે, ( મદનરાયને સામે આણેછે). કેમ મદન, ત્હેં અમારા સામે અતિ ગંભીર કાવતરૂં કરેલું છે ને? બોલ, તેને માટે ત્હારે શું કહેવું છે?

**મદનઃ**—હે કૃપાળુ પ્રભુ, મ્હેં આપના વિરૂદ્ધ કોઇપણ જાતનો કપટપ્રબંધ રચ્યો હોય તેનું મ્હને સાંભરતું નથી. હું બીલ્કુલ નિર્દોષ છું.

**કપટસેનઃ**--ખુદાવિંદ, તે જૂઠું બોલેછે, મ્હારી પાસે તેનો ગુન્હો પૂરવાર કરવાને પુરતો પુરાવો છે.

**મદનઃ**--ચુપ કર, લુચ્ચા લબાડ! રાજાજીને ઉંધે રસ્તે ચઢાવી તું શાં માઠાં પરિણામ હજી લાવવા માગેછે?

**કપટસેનઃ**-હે સ્વામી, આપની સમક્ષ આપના વફાદાર સેવકનું આવું અપમાન?

**ગર્વસિંહઃ**-અમારે આ મુકર્દમામાં સાક્ષી વિગેરેની તપાસ કરી તેને લંબાણથી ચલાવવાનો ઇરાદો નથી. આરોપી જે આરોપ-

નો ઇન્કાર કરેછે તે તેણે કરેલોછે એવી અમારી પક્કી ખાત્રી થઇ ચૂકી છે માટે અમે અમારૂં છેવટનું ફરમાન આપીએ છીએ. (દરબારી જનો શાંત થઈ એક ચિત્તથી સાંભળેછે.) મદનરાય! અમે ઘણા લાચાર છીએ કે આવા ગુન્હા માટે મૃત્યુથી વધારે શિક્ષા અમારી સત્તામાં નથી માટે અમે હુકમ કરીએ છીએ કે આજ ક્ષણે ગામ બહાર તને ફાંશીએ ચઢાવવામાં આવે. કપટસેન ! જાઓ, શહેરમાં ડાંડી પીટાવો કે આજરોજ મદનરાયને રાજાની સામે અપરાધ કરવા માટે ફાંશીએ ચઢાવવામાં આવેછે. માટે સર્વ પ્રજાજને આજ પછી બહુ સાવધ રહેવું નહિ તો તેમની પણ આવી વલે થશે. હવે અમે થાકી ગયા છીએ માટે કચેરી બરખાસ્ત કરીએ છીએ.

**મદન**:-હે રાજા, અભિમાનમાં તણાઇ ગએલા રાજા, લગાર સબુર કર ને સાંભળ; હું નિર્દોષ છું.

**ગર્વસિંહ**:-ચાલ્ય, નીકળ અહીંથી.

**મદન**:-હે ઇશ્વર, મ્હેં કશો ગુન્હો કર્યો નથી. જો કે આ પાપી અને અધમ રાજાની નજરમાં હું અપરાધી છું તો પણ ત્હારી નજરમાં નિર્દોષ છું. છેવટે ત્હારી પાસેથી મ્હને ન્યાય મળશેજ.

**ગર્વસિંહ**:-ચાલ્ય, ચાલ્યો જા નહિ તો આજ ક્ષણે ત્હારૂં માથું ત્હારા ધડથી જુદું થશે.

**મદન**:-લે કાપી નાંખ. મ્હારે મન તો ત્હારી તલવારે મરવું કે ફાંસીએ ચઢીને મરવું તે એકજ છે. ચાલ્ય, અજમાવ્ય ત્હારૂં જોર અને જો કે આ ભુજામાં પણ કેટલું બળ છે. (રાજા ઘણો ગુસ્સે થાયછે. કપટસેન વારેછે).

**કપટસેન**:—સરકાર ! એ દુષ્ટ માણસને તેને મળેલી યોગ્ય શિક્ષાથીજ મરવા દયો. નાહક આપની તલવાર તેના લોહીથી ખરડી દૂષિત શું કામ કરોછો ?

(સર્વે જાયછે. પડદો પડેછે).

## પ્રવેશ ૯.

### (સ્થળ—ધર્મસિંધુનું ઘર).

(ધર્મસિંધુ મહાદેવની પૂજા કરતો બેઠેલોછે ત્યાં નૂતનરાય આવેછે.)

**ધર્મસિંધુઃ**—अनाद्यंत माद्यं परं तत्वमर्थं
चिदाकारमेकं तुरीयं त्वमेयं ।
हरिब्रह्ममृग्यं परब्रह्मरूपं
मनोवागतीतं महःशैवमीडे ॥

**નૂતનરાયઃ**—કેમ ભાઇ ધર્મસિંધુ, આ શાની ધુન મચાવી બેઠાછો ? આ શેનાં પથરાનાં રમકડાં લઇને બેઠાછો ?

**ધર્મસિંધુઃ**—નૂતનરાય ! હું તમારા માટે ઘણો દિલગીર છું. આવડા મોટા થયા, આટલી બધી કેળવણી પામ્યા, અને વળી સારા માબાપના ફરજન છો, તેથી હું ધારતો હતો કે કાંઇ અક્કલ અને વિવેક તમારામાં હશે, પણ તે મ્હારી ધારણા ખોટી નીવડી. આ તો બાપદાદાનું નામ બોળવાનો ધંધો લઇ બેઠાછો.

**નૂતનરાયઃ**—બાપદાદાની કાંઇ ભૂલ હોય તે પર સુધારો કરીએ તેમાં બાપદાદાનું નામ બોળ્યું કહેવાય ? અમુક વસ્તુ આપણા ઘરડા કરતા હતા માટે આપણે પણ કરવી, પછી એમ તપાસ ન કરવી કે તે સારૂં છે કે ખોટું તેમાં વારૂ આપણું ડહાપણ કહેવાય ? હિંદુ લોકની જાતને માથેજ જુતીઆં છે. એક જણે કર્યું એટલે બીજો પણ કરે. એ તો ' ગાડરીઓ પ્રવાહ. ' એક ઘેટો ચાલ્યો એટલે બીજોએ પાછળ, ત્રીજો પણ તેની પાછળ, એમ આખું ટોળું એની પાછળ જવાનું, પછી ભલે ગમે તો બધા કુવામાં પડેને.

**ધર્મસિંધુઃ**—બહુ થયું હવે. મ્હને તમારી ચાલાકી બતાવશો નહિ. અફસોસ ! તમારા જેવા હવે પાકયા એટલે પછી શું કહેવું?

**ગાયન ૨૯.**

**( કોઈ હાલ કહો જાકે૦ એ રાહ ).**

**ધર્મસિંધુઃ**—

ક્યાં ગઇ આર્ય નીતિ, તથા શુદ્ધ ઉચ્ચ રીત,
અધમ સ્થિતિ આ જોઇ દેશની, થાય મન્ન મુજ ખાખ,
પ્રભુ રૂડા દિવસ તું રાખ, સાચવી સાખ, ટાળીને અનીતિ. ક્યાં૦
ધર્મને નામે મીંડું વળાયે, થાય મુને સંતાપ,

ધરે નહિ હેવો આવો શાપ, કષ્ટનું કાપ, ટાળી તું ભીતિ. કયાં૦
વર્ણસંકર આ કયાંથી આવ્યાં, હરવા શાંતિ સુખ,
જેણે લજવી માની કૂખ, દેઇ બહુ દુ:ખ, ચલવી કુરીતિ. કયાં૦
હાય આપદા આવી મોટી, આર્યભૂમિને શિર
રૂહે નહી જરી મુજ ધીર, કયાં ગયા વીર, સુદશા વીતી. કયાં૦

રામ ! રામ ! રામ ! હવે આ દેશનું બધું પરવારી રહ્યું !

**નૂતનરાય**:—કેમ વારૂ ?

**ધર્મસિંધુ**:—તમે તમારા વડીલોથી સવાયા પાક્યા તેથી.

**નૂતનરાય**:—તેમાં શું થયું ? આપણા ઘરડા કુવાનું ખારૂ પાણી પીતા હોય તો તેને બાપદાદાનો કુવો ધારી તે પાણી આપણે પણ પીધા કરવું !

**ધર્મસિંધુ**:—એ તમારી ધારણાજ ખોટી છે. આપણા બાપ દાદાઓ આપણા કરતાં વધારે અક્કલવાળા અને દીર્ધદૃષ્ટિવાળા હતા. તેઓએ જે કર્યું છે તે ઘણુંજ વિચાર કરીને કર્યુંછે તે નક્કી માનજો.

**નૂતનરાય**:—જો તેમ હોય તો લ્યો આ મૂર્તિપૂજાપરજ તકરાર ચલાવો. હું તરત તમને ખાત્રી કરી આપીશ કે તે એવું ખોટારૂં છે કે તે એક ક્ષણુવાર પણ દલીલ આગળ ચાલી શકે તેમ નથી.

**ધર્મસિંધુ**:—બોલો, તમારી તકરાર મ્હને સંભળાવો. હું તેનો રદીઓ આપવા તૈયાર છું.

**નૂતનરાય**:—સાંભળો, આ પથ્થરની મૂર્તિમાં પરમેશ્વર કયાંથી આવીને વસ્યા ?

**ધર્મસિંધુ**:—પરમેશ્વર સર્વ વ્યાપક છે તેથી જેવી રીતે સઘળે સ્થળે છે તેવીજ રીતે મૂર્તિમાં પણ આવી વશેલો છે.

**નૂતનરાય**:—જો ઇશ્વર સર્વવ્યાપક છે તો અમુક પ્રકારની મૂર્તિમાંજ તેને શા માટે કલ્પોછો ? બારણામાં, ઘરમાં, અરે મ્હારા ખાસડામાં વિગેરે અનેક વસ્તુઓ આપણે જોઇએ છીએ તે બધામાં કેમ કલ્પતા નથી ?

**ધર્મસિંધુ**:—ઓ મૂર્ખ ! અમુક મૂર્તિરૂપે પરમેશ્વરને પૂજવો

તે વધારે સુગમ પડેછે, અને તે મૂર્તિ આપણા માણસના આકારના રૂપે કલ્પવી વધારે યોગ્ય છે શાથી જે માણસ સર્વ પ્રાણીઓમાં વધારે બુદ્ધિશાળી અને શ્રેષ્ઠછે અને ઇશ્વરની પ્રતિમારૂપે તે ઘડાએલો છે.

નૂતનરાયઃ—ત્યારે તેમ કર્યાથી પરમેશ્વરના સર્વશક્તિત્વના ગુણમાં ન્યૂનતા નથી પડતી ?

ધર્મસિંધુઃ––ના, તેમ થતું નથી. જે મૂર્તિરૂપી પરમેશ્વરની આપણે આરાધના કરીએ છીએ તેમાં સર્વ અનંતગુણની પણ સાથે કલ્પના કરીએ છીએ. વધારામાં આ જગતમાં પરમેશ્વરની જેટલી શક્તિઓનો પ્રભાવ આપણે જોઇ શકીએ છીએ તેની જુદી જુદી શક્તિરૂપે પ્રણ પ્રસંગને અનુસરી કલ્પના કરેલીછે.

નૂતનરાયઃ—વ્યાપક નિરાકાર પદાર્થ પ્રગટ થવાથી વ્યાપકતામાં હાનિ થવાનો સંભવ નથી ?

ધર્મસિંધુઃ—તેમ પણ નથી. વેદમાં કહેલું છે કે અગ્નિ સર્વત્ર વ્યાપક છે અને કાષ્ટમાં પણ અગ્નિ છે તે અરણી વિગેરે કાષ્ટો સામસામી ઘસવાથી પ્રત્યક્ષ થાયછે. હવે આ પ્રમાણે વ્યાપક અગ્નિ છે તેથી દીવો કે ભડકા રૂપે પ્રત્યક્ષ અગ્નિ થવામાં બાધ આવતો નથી. તેજ પ્રમાણે પરમાત્મા સર્વ વ્યાપી છતાં રામકૃષ્ણાદિ રૂપે દેખાયછે તેમાં કાંઇ અસંભવિતતાનો દોષ આવી શકતો નથી.

નૂતનરાયઃ—ઠીક, હવે હું છેલ્લી તકરાર તમારા આગળ ધરૂં છું જેથી તમારા બધા સિદ્ધાંત નકામા થઇ જશે. ઇશ્વર અસહિષ્ણુ છે. તે પોતાને આવા રૂપમાં પૂજાએલો જોવાને રાજી નથી, કારણ કે જે રૂપમાં તમે મૂર્તિ ઉપાસકો તેને પૂજોછો તે તેની સાથે સરખાવતાં એટલું નજીવું છે કે તેની તે રીતે ભક્તિ કર્યાથી રાજી થવાને બદલે ઉલટો તે નારાજ થાયછે.

ધર્મસિંધુઃ—તેમાં પણ તમારી ભૂલ છે. એક તો ઇશ્વરમાં એવો ઇર્ષ્યાનો ગુણ કલ્પવો તેજ અયોગ્ય છે. ઇશ્વર સર્વજ્ઞ છે તે વાત તો જાણે તમે કબુલ રાખોછો ખરૂને ? ત્યારે તમે મૂર્તિની જે શુદ્ધ અને સરળ ભક્તિ તેને ઉદ્દેશીને કરોછો તે તે જાણીને સમજી શકવાની શક્તિ ધરાવેછે ત્યારે પછી એને પૂજો કે મૂર્તિને પૂજો એમાં તફાવત કયાં રહ્યો ? મૂર્તિની કરેલી પૂજા એનીજ કરેલી છે એમ ધારી તે સ્વીકારવાનો એમાં લગાર પણ સંશય નથી.

નૂતનરાયઃ–ઠીક ભાઇ, હાલને માટે તમારી સાથે વાદવિવાદ

કરવાને હું શક્તિ ધરાવતો નથી. અમારી મંડળીનાં લખેલાં પુસ્તકો વાંચી બીજી વખત તમારી સાથે આ વિષયપર તકરાર ચલાવવા આવીશ.

ધર્મસિંધુઃ—બહુ સારૂ, તેમ કરજો. તે વાતની મ્હારે ના નથી. તમારે જ્યારે આવવું હોય ત્યારે આવજો. તમારા જેવા વર્ણબહાર થઇ ગએલા લોકોને ઠેકાણે આણવા તેમાં મ્હારો ધર્મ સમજુ છું, અને તે બજાવવા ગમે તે વખતે પણ હું તૈયાર છું.

( સૌ જાયછે. પડદો ઉપડેછે.)

## પ્રવેશ ૧૦

### ( સ્થળ—ગામ બહાર ચોગાનમાં.)

( સીપાઇઓ ફાંશીના માંચડાની તૈયારી કરેછે અને મદનને ગળામાં કરાણના ફુલના હાર સાથે તેનાપર ચઢાવવામાં આવેછે. )

કપટસેનઃ—સીપાઇઓ, બધી તૈયારી કરીછે ને ?

સીપાઇઓઃ—હા સાહેબ, પણ હજી કોઇ મારા મળી શક્યા નથી.

કપટસેનઃ—એમ કેમ ?

સીપાઇઓઃ—સાહેબ, મારાઓને ત્યાં બોલાવવા જઇએ છીએ અને પછી તેઓ પૂછેછે કે કોને ફાંશીએ ચઢાવવોછે ત્યારે તેના ઉત્તરમાં મદનરાયનું નામ દેતાં સૌ કોઇ કહેછે કે ના ભાઇ, ત્યારે તો અમે નહિં આવીએ. શહેરના લોક અમારો એક કકડો એ હાથ ન આવવા દે.

( ભેગાં થએલાં માણસો હર્ષનો પોકાર કરેછે ).

કપટસેનઃ—અરે ! આ શું ! રાજાજીના હુકમની અવગણના ?

લોકોઃ—ત્યારે શું પ્રજામતની પણ અવગણના ?

કપટસેનઃ—સીપાઇઓ, પકડો પેલા બે જણને.

( સીપાઇઓ પકડવા જાયછે; લોકો ને સીપાઇઓ વચ્ચે લડાઇ થાયછે. તેવામાં બે ત્રણ સીપાઇઓ એક મ્હોં બાંધેલા માણસને લઇને આવેછે ).

સીપાઇઓઃ—સાહેબ, અમે આ મારાને પકડી લાવ્યા છીએ ( લોકોમાં એ નવા માણસ તરફ તિરસ્કારની લાગણી ફેલાયછે ).

**કપટસેનઃ**—એણે મ્હોં કેમ બાંધ્યું છે ? તે ઉઘાડું કરો એટલે અમને ખબર પડે કે એ કોણ છે ?

**સીપાઇઓઃ**—સાહેબ, એણે મ્હોં એટલા કારણથી બાંધ્યું છે કે જેથી એ કોણ છે તે કોઇને માલુમ પડે નહિ; માટે તે ખુલ્લું કરવાની જરૂર નથી એના કહેવા પ્રમાણે એ મદનનો કટ્ટો શત્રુ છે, તેથી મદન પર પોતાનું ખાનગી વેર લેવાને માટેજ આ પ્રસંગે અહીં આવેલો છે.

**કપટસેનઃ**—બહુ સારૂ. (સીપાઇઓને) તમારામાંથી આઠ જણ નાગી તલવારો લઇને સામી બાજુએ બરોબર ગોઠવાઇ ઉભા રહો અને લોકોનો દરોડો અટકાવો.

(સીપાઇઓ તે પ્રમાણે કરેછે.)

( વેષધારી મારો માંચડાપર ચઢેછે અને મદનરાય પાસે ઉભો રહેછે ).

**મદનરાયઃ**—હે હીણભાગી મનુષ્ય ! મ્હારા પૂર્વ જન્મના શત્રુ ! મ્હેં ત્હારૂં શું બગાડ્યું છે કે તું મ્હારો આવો વેરી થઇને આવ્યો છું ? મ્હને કાનમાં ત્હારૂં નામ કહે એટલે મ્હને ખબર પડે કે તું કોણ છું અને મ્હેં ત્હારો શો ગુન્હો કરેલો છે.

**વેષધારી મારોઃ**—(કાનમાં) હું દુશ્મન નથી; મિત્ર છું.

**કપટસેનઃ**—અલ્યા મદન, હવે ત્હારા ઇષ્ટદેવને સંભારવો હોય તો સંભારી લે.

**મદનઃ**—હે દીનબંધુ પ્રભુ,

## ગાયન ૩૦.

### ( રાગ-મલ્હાર-ત્રિતાલ ).

### ( ઝૂકી આઇરે બદરીઆ સાવનકી૦ એ રાહ- )

દીનાનાથ દયાળ સુણ દીન વાણી
દીન વાણી, તુજ ભક્ત જાણી. દીનાનાથ૦
છું તુજ બાળ ન લવ દોષ લહું
નિષ્પ્રયોજન હું દેહ દંડ સહું;
દયાનિધિ લે તુજ, ખોળે તાણી. દીનાનાથ૦

**વેષધારી મારો:**—લે સાંભળ મ્હારૂં નામ, ત્હારા કાનમાં, (ધીમેથી) હું ત્હારો મિત્ર હર્ષદરાય છું. બચવાને સર્વ પ્રકારની તૈયારી કરી રાખીછે. આ માચડાપરથી મ્હારી સાથે ભુસ્કો મારી, મ્હારી પાછળ મુઠીઓ વાળીને નાસજે. ( પ્રકાશ ) ચાલ્ય મદન, તૈયાર થા હવે.

( હર્ષદરાય અને મદન બેઉ જણ ફાંશીના માંચડાપરથી ભૂસ્કો મારેછે. લોકો માગ આપેછે. અને સીપાઇને પાછળ પડતા અટકાવેછે. બેઉ જણા સહીસલામત નાશી જાયછે.)

(પડદો પડેછે).

ઇતિ ' **श्री मदन व्याघात** ' નામનો ચતુર્થ અંક સમાપ્ત.



# અંક ૫.

## પ્રવેશ ૧.

( સ્થળ-વસંતનું ઘર ).

**વસંતઃ**—બ્હેન પ્રભાવતી, હમણા બહાર ડાંડી શાની પીટાતી હતી ?

**પ્રભાવતીઃ**—શું કહું તને બ્હેન ?

**વસંતઃ**—કેમ સખી જવાબ દેતી નથી ? શું મ્હારા પ્રિયને માટે તો તે કાંઇ અનિષ્ટ ન્હોતી સૂચવતી ?

**પ્રભાવતીઃ**—બ્હેન, તેમજ હતું. કપટસેન ત્હારા પ્રીતમને ફસાવવામાં ફાવ્યો છે, અને તેને દેહાંત દંડની શિક્ષા ત્હારા પિતા પાસે કરાવડાવી છે. આ જે ડાંડી પીટાતી હતી તે તેને ફાંશીએ ચઢાવવા લંઇ જતી વખતની હતી.

**વસંતઃ**—હાય ! ક્રૂર પિતા ! ત્હેં ત્હારી એકની એક પુત્રીનો જીવ લીધોછે ! ( મૂર્છા પામતી પડતી જાયછે ).

**પ્રભાવતીઃ**—હાય હાય, ઓ કલાવતી, તું ક્યાં ગઇ ? અલ્યા દોડો દોડો, આ કુંવરીબાને કાંઇક થયું છે. અરે રે ! આટલામાં કોઇ જણાતું નથી. હવે હું શું કરૂં ?

( એટલામાં કલાવતી દોડતી દોડતી આવેછે અને પ્રભાવતીને બારણામાં સામી મળેછે ).

**કલાવતીઃ**—બ્હેન, આપણી સખી ક્યાં ગઈ ? હું શુભ સમાચાર લઇને આવીછું.

**પ્રભાવતીઃ**—શા સમાચાર છે બ્હેન ?

**કલાવતીઃ**—મદનરાયને ફાંશીને લાકડે ચઢાવવાની તૈયારીમાં હતા તેટલામાં તેમના એક મિત્રે યુક્તિ વાપરી તેમને બચાવ્યા અને બન્ને જણા સહીસલામત નાશી છૂટ્યા.

**પ્રભાવતીઃ**—બહુ સારૂં થયું. પણ બ્હેન, જોને, આપણી સખી પોતાના પ્રિયનું અનિષ્ટ સાંભળી એકદમ શીંગડું થઇને પડી છે તે બોલાવી જવાબ પણ દેતી નથી. તેના પિતાથી આ બધી બીના ગુપ્ત રાખી તેજ ખોટું કર્યું, નહિ તો આવો વખત આવત નહીં.

**કલાવતીઃ**—ખરૂં કહેછે સખી. ચાલ્ય, આપણે તેને શુદ્ધિમાં લાવવા પ્રયત્ન કરીએ. ( બે જણ વસંત પાસે જઇ તેના મ્હોંપર પાણી છાંટેછે. વસંત ધીમેધીમે શુદ્ધિમાં આવતાં આંખો ઉઘાડેછે).

**વસંતઃ**-(ધીમેથી આસપાસ જોઇને) મ્હારા પ્રાણવલ્લભ આવ્યા?

**કલાવતીઃ**—બ્હેન, ગભરાઇશ નહિ. તે સહીસલામત છે.

**વસંતઃ**—ના બ્હેન, તું જૂઠું બોલેછે. મ્હારી પાસે તેમને લાવે તો હું માનું.

**કલાવતીઃ**—ત્હારા સમ જો જૂઠું બોલતી હઉં તો. તેમના પર આફતનું વાદળુ ઝઝૂમેછે પછી તને કેવી રીતે તે દર્શન આપે ?

**પ્રભાવતીઃ**—પણ કદાચ અંધારૂ થવા આવ્યુંછે માટે ગુપ્ત રીતે અહીં આવીને મળી જાય તે બનવા જોગછે. તેમને અહીં આવી તને મળી ગયા વિના ચેન નહિ પડે. ( કોઇ બારણું ઠોકેછે ) બ્હેન જો, તેજ હશે એ. ( બારણું ઉઘાડેછે અને મદનરાય પ્રવેશ કરેછે ).

**વસંતઃ**—અહો ! મ્હારા પ્રાણાધાર ! ( વળગી પડેછે ). ત્હારા વિના તો ખચિત મ્હારા પ્રાણ આ દુનીઆ છોડીને ચાલ્યા જાત.

**મદનઃ**—વાહ પ્યારી !

## ગાયન ૩૧.

### ( વારી જાઉં રે સાવરીયા૦ એ રાહ )

આનંદે ઉભરાયું દિલડું મ્હારૂં આ સમે રે.
રસિક મૂર્તિ હું ત્હારી ભાળું,
દુઃખ મ્હારૂં તે ક્ષણે પ્રજાળું;
પળ પણ, વ્હાલીંન, સહું તુજ, વિરહજ, બહુ દમે રે. આનંદે૦

## ગાયન ૩૨.

### ( એજ રાહ )

**વસંતઃ**—મધુર વચનથી કામણગારા જાદુ તું કરે રે.
મોહન મંત્ર મેલ્યો ત્હેં છાનો
મોહ પમાડેછે જે દાનો;
ઘડીભર, પામું હું, મૂર્છા, ભૂલી, ભાન ખરે રે. મધુર૦

**મદનઃ**—પ્રિયા, મ્હને હવે આ સ્થળમાં એક ઘડીવાર પણ રહેવું સહીસલામત નથી માટે તને પૂછવા આવ્યો છું કે આપણે કેમ કરવું ? હું તો આ શહેર છોડી ચાલ્યા જવાનો વિચાર કરૂંછું.

**વસંતઃ**—પ્રિય, મ્હને પણ તમારી સાથે લઇ જાઓ.

**મદનઃ**—એમ થાય ગાંડી ? હું તો હવે મ્હારા પિતાની શોધમાં જંગલમાં જાઉંછું, અને તેનો પત્તો લગાડી ત્યાંજ રહેવા વિચાર કરૂંછું

**વસંતઃ**—હું પણ ત્યાં આવીશ અને તમારી સાથે રહીશ.

**મદનઃ**—અરે ! પણ ત્હારા સુકુમાર અંગથી જંગલનો ટાઢ તડકો શી રીતે વેઠાશે ?

**વસંતઃ**—તે તો બધું એ થશે. હું તો તમારી સાથે આવીશજ. જો મ્હને નહિ લઇ જાઓ તો હું મ્હારી દેહ પાડીશ.

**મદનઃ**—પ્રિયા, કાંઇક તો વિચાર કર.

**વસંતઃ**—ના, તે કશું નહિ ચાલે.

**મદનઃ**—ઠીક ત્યારે, એમ કરો.

**કલાવતી અને પ્રભાવતીઃ**—સખી, અમે પણ ત્હારી સાથે આવીશું.

**વસંતઃ**—ના સખીઓ, એમ ન કરશો. જો તમે પણ અમારી સાથે આવશો તો બધી જાણ પડી જશે અને સઘળું બગડશે

**કલાવતી અને પ્રભાવતીઃ**—પણ બ્હેન, અમે તો ત્હારા વિયોગે ઝુરી ઝુરીને મરીશું.

**વસંતઃ**—અહો ! આ કેવા પ્રકારનો સ્નેહ ! વાહ ! સખીઓ હો તો આવીજ હજો. પણ બ્હેનો, મ્હારૂં આટલું કહેવું માન્ય રાખો.

**કલાવતી અને પ્રભાવતીઃ**—ના, તે અમે હવે એકલાં રહેવાનાં નથી.

**વસંતઃ**—કાંઇક સમજો. તમારી તો ખાસ અહીં જરૂર પડશે. પિતાજીને મ્હારા ગયાની જાણ પડે તે વખતે તેમને યોગ્ય કારણ બતાવી આશ્વાસન આપવા તમારા શિવાય બીજું કોણ ?

**કલાવતી અને પ્રભાવતીઃ**—(સશોક) વારૂ ત્યારે, ન છુટકે અમે કબુલ રાખીએ છીએ. પણ બ્હેન, ત્હારી ખબર તરત અમને મોકલજે.

**વસંતઃ**—તે વાતની કાંઇ ચિંતા કરશો નહિ.

( મદન અને વસંત જાયછે. પડદો પડેછે ).

## પ્રવેશ ૨.

### ( સ્થળ—રાજ્ય માર્ગ).

( આઠ દસ શહેરનાં માણુસો ભેગાં થયાં છે અને કપટસેન સાથે મસલત કરેછે ).

**૧ લો શહેરી:**—હવે તો રાજાના જુલમથી હદ થઇ ગઇ ભાઇઓ ! બે દિવસપર બે માણુસોને રાજ્યનીતિ સંબંધી બોલતાં પકડાયાથી ફાંશીએ ચઢાવી દીધા અને કાલે તો નિર્મળસેનના પુત્ર મદનરાયને પણુ વિના અપરાધે ફાંશીએ ચઢાવવાની તૈયારી થઇ હતી તેટલામાં તેનો સતારો પાંશરો કે બીચારો બચી ગયો.

**૨ જો શહેરી:**—હા ભાઇ, તેમજ છે. હવે એનો શો ઉપાય કરવો તેની કાંઇ ગમ પડતી નથી.

**૩ જો શહેરી:**—કદાચ બધા ભેગા થઈ બળવો કરીએ અને રાજાને ઉઠાડી મેલીએ તો શાંતિ થાય ખરી.

**૪ થો શહેરી:**—તેમ થાય ખરૂં પણુ એટલો વિચાર કરોછો કે આપણી પાસે લશ્કર કયાં છે તે આપણે ફાવીશું ? તેમ કરવા જતાં તો રાજાનું લશ્કર આપણુને એક ક્ષણુ વારમાં ચોળી નાંખશે.

**૫ મો શહેરી:**—રાજાનું લશ્કર કોના હાથમાં છે ? એ માણુસને સાધ્યો હોય તો આપણું કામ પાર પડે ખરૂં ?

**૬ ઠ્ઠો શહેરી:**—કેમ ભૂલી ગયા ? રાજાનું લશ્કર પોતાના હસ્તક નથી. બધું તેણે કપટસેનના અધિકાર નીચે મેલી દીધું છે.

**૭ મો શહેરી:**—(ધીમેથી) આ ઉભા કપટસેન. એમનો પાર લઇએ ત્યારે.

**૧ લો શહેરી:**—કેમ દીવાનજી, અમે તો આ રાજાના અન્યાયથી ગભરાઇ ગયા છીએ. કાંઇ ઇલાજ તેનો ?

**કપટસેન:**—(મનમાં) મ્હારી આશાઓ પાર પાડવાનો ઠીક વખત આવ્યોછે. (પ્રકાશ) જેમ રૈયત કહે તેમ કરવાને હું રાજી છું. જો કે રાજાનો નોકર છું તો પણુ સાથે એટલેજ દરજ્જે રૈયતનો પણુ હું સેવક છું, અને તેમની ઇચ્છા ઉઠાવવાને બંધાએલો છું.

**૨ જો શહેરી:**—જોયું ભાઇ ! દીવાનજીને તો કશાની ના નથી. તે આપણુને જોઇતી મદદ આપશે એમાં કાંઇ પણુ સંશય નથી.

**૩ જો શહેરી:**—એ વાત તો બરોબર છે, પણુ રાજાને પદ-

ભ્રષ્ટ કરી રાજ્યાસન કોને સોંપવું તે વાત વિચાર કરવા જેવી છે.

**૪ થો શાહેરીઃ**—રાજાને પુત્ર છે નહિ. તેમજ બીજો કોઇ નજીકનો એ સગો નથી કે તેને ગાદીએ બેસાડીએ.

**૫ મો શાહેરીઃ**—બરોબર તપાસ કરો. કોઇએ દૂરનું સગું મળી આવશે.

**૬ ઠ્ઠો શાહેરીઃ**—આપણી તો કાંઇ નજર નાંખી પહોંચતી નથી.

**૭ મો શાહેરીઃ**—ત્યારે આપણા કપટસેન ક્યાં જતા રહ્યાછે ? તેઓ લાયક માણસ છે.

**કપટસેનઃ**—ના ભાઇઓ. મ્હારા કરતાં બીજા ઘણાએ યોગ્ય માણસો મળી શકશે. જો હું રાજા થઇશ તો મ્હારાપર કદાચ આળ આવશે કે રાજ્ય મેળવવાની લાલચે મ્હેં આ બધું તોફાન કરાવ્યું.

**૧ લો શાહેરીઃ**—એવું કાંઇ મનમાં આણશો નહિ. તમે જે આ સહાય આપવાનું વચન આપોછો તેને માટે તે યોગ્ય બદલો છે.

**૨ જો શાહેરીઃ**—બરોબર છે તમારૂ કહેવું. રૈયત રાજી થઇને તમને ગાદીએ બેસાડે તો પછી તમારો વાંક કહાડવાનો ક્યાં રહ્યો ?

**બાકીના બધાઃ**—તમારા જેવા ખરી વખતે હિમ્મત હારશે તો પછી થઇજ ચૂક્યું ને !

**કપટસેનઃ**-વારૂ ભાઇઓ, જેવી તમારા સર્વની ઇચ્છા.

**બધાઃ**—બોલો ત્યારે આપણા વિચાર નક્કી થઇ ગયાને ?

**કપટસેન**—લ્યો આ વચન. બાપદાદાનો કોલ એમાં હવે લગારે ફેર પડે નહિ.

**બધાઃ**—બહુ સારૂ. ચાલો ત્યારે, ને ઉડાવો બરાબર.

## ગાયન ૩૩.

**( ઇંગ્રેજી ઢબ )**

ચલો ચલો શું જોઇ રહ્યા છો. કરો શિક્ષા એ રાજાને,
સહુ મળીને સંપ કરીને, નિર્મૂળ કરો એ વાજાને.
ગરીબ રાંકડી રૈયત પીડે, સત્તાનું ગુમાન ધારીને,
અધર્મીનો સમશેર થકી આ, નાશ કરો વિચારીને.
રાજ્ય મળ્યું તેથી પાપી જાણે, પૂછી શકે એમ કોઇ નથી,
પણ અનાથનો બેલી પ્રભુ છે, ગણ્યું નહિ કોઇ દી મનથી.

**( સર્વે કુચ કરતા જાયછે. )**

**નિર્મળસેનનો ભેદુ**:-જલદી જઈ નિર્મળસેનને ખબર કરી આવું, જેથી વખતસર મદદ લાવી તે રાજાને બચાવે. (પડદો ઉપડેછે).

## પ્રવેશ ૩.

**( સ્થળ—જંગલ અને કાલિકાનું મંદિર ).**

**જમુ**:--ફરતો ફરતો આખરે નિર્મિત જગાએ આવી પહોંચ્યો. માતાજીની સ્તુતિ કરી ભોગ ધરાવું એટલે મ્હારી વાંછના સૌ પૂર્ણ થાય.

### ગાયન ૩૪.

**( વિષમ ચંચરી, તાલ દાદરો, માત્રા ૬. )**

ચલિત હસ્તિચર્મ થકી, નખ દીસે શશિ ઉગે,
સુધાસ્ત્રવને મુણ્ડમાલ, જીવી અટ્ટ હાસ્ય કરે,
ત્રાસ પામી તેથી સ્તુતિ, કીધી છે જેહની જને;
છણુછણુતા શ્યામ સર્પ,-બાજુબંધ દુખ લીધે, . ૧

ફણા વિકાસ પામતી, જ્વાળ વિષની નીકળે,
વિકટ લંબ હસ્ત ડગી, ડગાવે ગિરિરાજને;
અનલપીત નેત્ર વડે, ડરામણું શિર તો ભ્રમે,
અંગારચક્ર કાઢીને, દિશ દીપાવે સર્વ તે; ૨

ખટ્વાંગશિખરની ધ્વજા, ધ્રુજી ધ્રુજાવે તારલા;
નન્દિત વેતાલ નાદ, ગૌરી કાન ફોડતા,
ત્રસિત તેથી ગૌરી આ,-લિંગને શિવ રાચતા;
તાંડવ તુજ નૃત્ય એવું, સર્વ સુખદ માનતા. ૩

( જમુ ભોગ ધરાવી માતાજીને પગે પડેછે; મદન અને વસંત પ્રવેશ કરેછે. )

**વસંત**:--વ્હાલા, બે દિવસથી આપણે નીકળ્યાં છીએ પણ હજી સુધી કાંઇ પત્તો ન લાગ્યો.

**મદન**:--પ્રિયા, મ્હને લાગેછે કે આપણે હવે નજીકમાંજ છીએ; આપણુને શ્રમ ઘણો લાગ્યો છે માટે ચાલો અહીં વિસામો કરીએ.

**વસંત**:--મ્હારી પણ એમજ મરજી છે. (બે જણ બેસેછે).

**મદન**:—( આસપાસ નિહાળતો ) અહા! શી રમણીય જગા છે! વચમાં દેવસ્થાન આવી રહેલું છે અને તેની આસપાસ

ચારે મેર ઝાડની ઘટા આવી રહી છે, જાણે કે તે, દેવસ્થાનનો કોઇ પણ કુદરતી બનાવથી નાશ થતો બચાવવાને અર્થે ખાસ ત્યાં નિર્મિત થઈ ન હોય. વળી મંદિરની પાછળ એક તરફ નદી વહી રહી છે, જાણે કે તે પેલી તરફના શત્રુજનનો આ બાજુએ ઉપદ્રવ થતો અટકાવવાને એક સીમારેખાનું કામ સારી રહી ન હોય. એકાંત પણ તેવુંજ છે, જાણે કે ભક્તિ ધ્યાન કરવાને માટે આ જગા જુદી નક્કી કરવામાં આવી ન હોય. એકંદર આ સ્થળ ઘણુંજ આહ્લાદનીય છે. ચાલ્ય જઇને તપાસ કરૂં કે એ મંદીર કોનું છે? (જોઇને) અહો! કાલિકાનું છે તે! અને કોઇ માણસ ત્યાં ધ્યાન ધરતો બેઠેલો છે. ચાલો પ્રિયા, માતાજીનાં દર્શન કરીએ. (બે જણ જઇ મંદીર બહાર ઉભા રૂહેછે અને નીચાં વળી પગે પડેછે.)

**મદનઃ—**હે જગદંબે!

## ગાયન ૩૫.

### શાર્દૂલવિક્રીડિત.

દુર્ગે ભીતિ હરે સદા તું સ્મરતાં, સૌ માનવીની નકી,
આપે બુદ્ધિ ઘણી રૂડી તું ભજતાં, નિઃશંકવૃત્તિ થકી;
સર્વે લોક તણું તું ક્ષેમ કરવા, સ્નેહાર્દ્ર વૃત્તિ ધરે,
એવી તું વિણુ કોણુ અન્ય જગમાં, આપત્તિ સર્વે હરે.

હે નારાયણિ, આ ત્હારા બાળકોનું સદા રક્ષણ કરજે.
(મંદીર પાસેથી દૂર જાયછે અને ઝાડ નીચે બેસેછે.)

**વસંતઃ—**વ્હાલા, મ્હને બહુ તૃષા લાગી છે, તે ચાલો પેલી નદીમાંથી પાણી પી આવીએ.

**મદનઃ—**પ્રિયા, તને થાક લાગ્યો હશે. પાત્ર લાવ્ય, હું પાણી લઇ આવું છું. (વાસણ લઇને જાયછે.)

(જમુ મંદીરમાંથી બહાર નીકળેછે.)

**જમુઃ—**(એકાન્ત) માતાજીની સ્તુતિ તો પુરી થઇ; હવે ઘર તરફ પાછો વળું. (વસંત તરફ જોઇને) અહો? પેલી તરૂણ સુંદરી કોણ બેઠી છે? (પાસે જઇને) વાહ, તે તો રાજાની પુત્રી વસંત લાગેછે ને. વા નશીબ! માતાજીની આરાધના કરતાંજ તેનું ફળ મળ્યું ને! આટલામાં કોઇ જણાતું નથી માટે તેને અ-

હીંથી ઉચકીને પોબારા ગણી જઉં. (વસંત પાસે જઇને વિચાર કરતો ઉભો રહેછે.)

**વસંતઃ**—અરે બાઈ! તમે કોણ છો અને અહીં કેમ ઉભા રહ્યા છો?

**જમુઃ**—હું તને અહીંથી સુખરૂપ સ્થળમાં લઇ જવા આવ્યોછું.

**વસંતઃ**—ક્યાં?

**જમુઃ**—મ્હારી મરજીમાં આવે ત્યાં વ્હાલી. (એમ કહી વસંત તરફ ધસેછે).

**વસંતઃ**—વ્હાલા મદન, જલદી આવ્ય! અરે કોઇ દોડી આવો! આ અધમ માણસ આ એકલી અબળાપર નિર્જન સ્થળમાં જુલમ કરેછે. (નિર્મળસેન ત્યાં આવી પહોંચે છે).

**નિર્મળસેનઃ**—ઉભો રહે દુષ્ટ લંપટ! હમણાજ તને સ્વધામમાં પહોંચાડુંછું. (જમુ નાશી જાયછે; એટલામાં મદન આવેછે.)

**મદનઃ**—(નિર્મળસેનને જોઇને) પ્યારા પિતાજી!

**નિર્મળસેનઃ**—મ્હારા વ્હાલા પુત્ર! (મદનને ભેટી પડેછે.) તું અહીં ક્યાંથી? અને આ રાજાજીની પુત્રી વસંત ત્હારી સાથે ક્યાંથી?

**વસંતઃ**—(શરમાઇને નીચું જોઈ) આપના રાજાની પુત્રી તરીકે નહિ પણ હવેથી આપની પુત્રવધૂ તરીકે મ્હને સ્વીકારશો. (પ્રણામ કરેછે.)

**નિર્મળસેનઃ**—અહો! શો આનંદ! ચાલો આપણે અહીંથી આપણા મુકામ પર જઇએ.

**મદનઃ**—શી ઇશ્વરની મ્હેર!

**નિર્મળઃ**—મદન, રાજ્યમાં કેવા પ્રકારની વ્યવસ્થા ચાલેછે.

**મદનઃ**—પિતાજી, રાજાના જુલમથી પ્રજા ચગડોળે ચઢી છે અને મોટા પાયાપર બંડની તૈયારી કરેછે.

**નિર્મળઃ**—મ્હારા માણસે ત્યારે મ્હને બરોબર ખબર આપીછે.

**મદનઃ**—માટે આપણે આપણું બળ લઈ જઇ રાજાને બચાવવા જલદી કુચ કરવી જોઇએ.

**નિર્મળઃ**—ત્હારૂં કહેવું યથાર્થ છે. મ્હારો પણ તેવોજ વિચાર છે. રાજાને સર્વ પ્રકારે મદદ આપવી તે આપણો ધર્મ છે. કપટસેનનું પોગળ ઉઘાડું પડયાથી રાજા ઠેકાણે આવશે.

મદનઃ--તે લુચ્ચો રાજાની સામે પડ્યો છે અને રૈયતને વિના કારણે ઉશ્કેરી છે. બધાં એનાંજ વાનાં છે.

નિર્મળઃ—કાંઇ હરકત નહિ. પ્રથમ તો લોકોને સમજાવી ઠેકાણે આણવા પ્રયત્ન કરીશું. જો તેમ નહિ બને તો આપણું લશ્કર બળવાન છે એટલે આપણે વિજય મેળવીશું એમાં લેશ પણ સંશય નથી. ચાલો ત્યારે આપણે જઇએ અને રાજાને બચાવવા જલદી યત્ન કરીએ.

## પ્રવેશ ૪

### ( સ્થળ-ચપળાનું ઘર. )

જમુ:—( પેસતાં પેસતાં મનમાં ) ઠીક છે, એક હાથમાંથી ગઇ તો આપણે બીજી ક્યાં જતી રહી છે! ( પ્રકાશ ) કેમ પ્યારી, આજ શા વિચારમાં બેઠી છું?

ચપળા--કાંઇ નહિ મ્હારા દિલદાર, વિચાર તો ફક્ત એટલોજ કરૂં છું કે કપટસેનને આવવાનો સમય થયો છે અને તેજ વખતે તમે આવ્યા તે ડહાપણનું કામ કર્યું નહિ.

જમુ:---એમાં તે શું થઇ ગયું? એ મ્હારા મ્હોં આગળ કોણ છે? શું હું એનાથી કાંઇ દમ ખાઉં છું? મ્હારે લીધે તો એનો બધી મોટાઇ છે?

ચપળાઃ—તમારે તો કાંઇ હરકત નહિ પણ મ્હારે તો ખરીને? જો એમને ખબર પડે તો મ્હારે જવાબ દેવો પણ ભારે પડે.

જમુઃ--પ્યારી, એવા વિચાર અત્યારે શું કામ કરેછે? આવશે તો જોઇ લઇશું. હમણા તો આપણે આપણું કામ કરોને.

( એટલામાં કોઇ બારણાં ઠોકેછે. )

ચપળાઃ--અરે, કોણ છે એ? ( ધીમેથી ) જુઓ, હું કહેતી હતી તે વાત ખરી પડીને? કપટસેનજ છે એ.

કપટસેનઃ--બારણાં ઉઘાડો.

જમુ:--મ્હારા શેઠ કપટસેનજ છે ને! અરે મ્હને નાસી જવાનો રસ્તો બતાવ્ય. ( દોડા દોડી કરી મેલેછે. )

ચપળાઃ--કેમ, હમણા તો તમે કહેતા હતા કે હું એનાથી ક્યાં બીહું છું અને હવે આમ કેમ કરોછો? નાસવાનો તો એકે રસ્તો નથી. હું કેમ કરૂં? ( ચપળા ગભરાયછે ).

**જમુઃ**—અરે કાંઇ ઉપાય બતાવ નહિ તો હમણાં મ્હારૂં આવી બનશે.

**કપટસેન**—અરે, બારણાં ઉઘાડ; કેમ વાર લાગે છે ?

**ચપળાઃ**—જાઓ, પેલા જોડેના ઓરડામાંથી, કે ગમે ત્યાંથી ઉતરી પડો. હું બારણાં ઉઘાડું છું. ( બારણાં ઉઘાડવા જાયછે. જમુ જોડેના ખંડમાં જાયછે અને ત્યાં કબાટ પડયું હતું તેની બ્હારની કળને હાથો ફેરવી અંદર ભરાઇ જાયછે; કબાટ તરત બંધ થઇ જાયછે ).

**કપટસેનઃ**-કેમ પ્યારી ? કોની સાથે વાતો કરતી હતી ?

**ચપળાઃ**—વ્હાલા અહીં તો કોઇ નથી.

**કપટસેનઃ**—ત્યારે તને બારણાં ઉઘાડતાં આટલી બધી વાર કેમ લાગી ?

**ચપળાઃ**-વ્હાલા, એ તો તમને આવવાના ધારી હું શણગાર સજતી હતી તેથી વાર લાગી.

**કપટસેનઃ**--અરે ! પણ મ્હને બ્હારથી એકથી વધારે સાદ સંભળાતા હતા. ચાલ્ય મ્હને તપાસ કરવા દે. ( કપટસેન બધે ફરી તપાસ કરે છે પણ કાંઇ પત્તો લાગતો નથી).

**ચપળાઃ**--વ્હાલા, એ તો તમારો ભ્રમ છે. અહીં તો કોઇ આવ્યુંએ નથી ને ગયુંએ નથી.

**કપટસેનઃ**--એ તો વ્હાલી મ્હેં ત્હારી પરીક્ષા જોવાને એમ કર્યું કે તું એમ કર્યાથી ગભરાયછે કે નહિ.

**ચપળાઃ**--ત્યારે જુઓને, હું લગારે ગભરાઈ છું ? સાચ તેને આંચ શી ? (મનમાં) નિરાંત થઈ, જમુ નક્કી પાછળની બારીએથી ઉતરી પડ્યો હશે.

**કપટસેનઃ**--ખરૂં કહેછે તું પ્રિયા, આજ તો ત્હારા માટે હું ઘણા શુભ સમાચાર લઈને આવ્યો છું. હવે થોડાજ સમયમાં હું રાજા થવાનો છું. પછી ત્હારાં માન પણ વધશે.

**ચપળાઃ**--ત્યારે હું તો તમારી ખાસ માનીતી થવાની.

**કપટસેનઃ**--એમાં શો સંશય ? તું કહીશ તે પ્રમાણે બધું થવાનું. પ્યારી, હાલને માટે તો હું રજા માગું છું, કારણ કે મ્હારે ઘણુંજ કામ છે; મ્હને લગાર પણ નવરાશ નથી.

**ચપળાઃ**--ઠીક વ્હાલા, પણ આ તમારી પ્યારીની જલદી ખબર લેવા ભૂલશો નહિ. ( પડદો ઉપડેછે ).

## પ્રવેશ ૯.

### ( સ્થળ—નૂતનરાયનું ઘર ).

( વિલાસિની કપડાં અને બુટ મોજાં પહેરી હાથમાં છત્રી લઇ જવાની તૈયારીમાં છે ).

**વિલાસિની:**—વ્હાલા, આજે અમારા સ્ત્રી મંડળની સભા ભરાવાની છે ત્યાં હું જાઉંછું.

**નૂતનરાય:**—તે વાતની મ્હારે ના નથી, પણ આજે આપણો રસોઇઓ જતો રહ્યો છે તેથી કાંઇ રાંધવાનો બંદોબસ્ત કરીને જાઓ.

**વિલાસિની:**—મ્હારે જવાનો વખત વહી જાયછે માટે તમો તે ગોઠવણ કરી લેજો. તમને ખબર નથી કે હમણા બે વિધવાઓ પરણી છે તેમને માન આપવા આજ અસાધારણ સભા ભેગી થવાની છે અને મ્હારે ત્યાં પ્રમુખપદ લેવાનું છે ?

**નૂતનરાય:**—એ વાત ખરી હશે પણ તેથી કાંઇ ખાધા વિના ચાલશે ?

**વિલાસિની:**—જુઓ, હું તો મ્હારી મેળે ચલાવી લઇશ. સભાની સાથે ખાણાનો મેલાવડો પણ છે એટલે હું તો ત્યાં થોડો ઘણો નાસ્તો લઇને ચલાવીશ.

**નૂતનરાય:**—પણ મ્હારે કેમ કરવું ?

**વિલાસિની:**—તમે કાંઇ બજારમાંથી મંગાવી લેજો. હું તે હવે એક ઘડીએ ઉભી રહેવાની નથી.

**નૂતનરાય:**—પણ મ્હારી અત્યારે મરજી છે કે તું રાંધ્યા શિવાય આજ જઇ શકશે નહિ.

**વિલાસિની:**—એ તમારી મરજી વાંધાભરી. શું તમે એમ ધારોછો કે એક સાધારણ ભઠીઆરણ માફક હું અત્યારે ચૂલો ફૂંકવા બેશીશ ?

**નૂતનરાય:**—પણ ત્હારે તેમ કરવું પડશે. તું તે બૈરી છું કે ભાઇબંધ ?

**વિલાસિની:**—ભાઇબંધ કરતાંએ વિશેષ. તમને મરદોને જેટલા હક્ક છે તેટલા હક્કવાળી અને વિશેષમાં સુંદર અને કોમળ જાત હોવાને લીધે તમારા કરતાં વધારે માન અને દયાને પાત્ર.

નૂતનરાયઃ--અરે દેવતા મ્હેલ ત્હારા સમાન હકમાં; એ તો ગાંડીઆ લોકોને સમજાવવાની વાતો. સ્ત્રી તો પુરૂષ કરતાં ઉતરતા દરજાની છે અને પુરૂષની આજ્ઞા માનવા બંધાએલી છે.

વિલાસિનીઃ--જાઓ, સમજાવો અણુસમજુ લોકોને આ તમારૂં નવું તત્વજ્ઞાન. એનાથી મ્હારાપર કાંઇ અસર થાય એ તો આશા રાખશોજ નહિ. અહીં તો એટલું સમજીએ કે સ્ત્રી અને પુરૂષ બે એ પરમેશ્વરનાં બનાવેલાં માણુસ છે અને બન્નેના હક સરખા છે.

નૂતનરાયઃ--હવે એની એ વાત લાવી મ્હને વધારે અકળાવ્ય નહિ. મ્હારો મિજાજ હાથ નહિ રહે અને પછી એમાંથી જોયા જેવું થશે.

વિલાસિનીઃ—હવે થયું જોવા જેવું! લગાર હાથ તો લગાડી જુઓ, પછી માલુમ પડશે કે આમ થાયછે. મ્હને બહુ છેડવામાં સાર નહિ કહાડો. કચેરીનાં બારણાં ખુલ્લાં છે. ( નૂતનરાય લાલચોળ થઇ જાય છે અને મારવા હાથ ઉગામેછે).

વિલાસિનીઃ--દૂર! ખબરદાર જો હાથ ઉપાડયો છે તો. લાવો મ્હારો છુટકો. હું મ્હારી મેળે મ્હને પરવડશે ત્યાં જઇશ પણ તમારી સાથે તો મ્હારે નથીજ રહેવું.

નૂતનરાયઃ--જા જા હવે છુટકાવાળી. આપણી જાતમાં છુટકો કેવો? લે જો, હું તે ન આપવાની પ્રતિજ્ઞા લઉંછું અને પછી તને પણ બરોબર બતાવી આપુંછું.

વિલાસિનીઃ-છુટકો કેવો તે સાંભળો. ન્યાયની રાહે છુટાછેડા મળેછે તેવો. તમે પણ હવે જોઇ લ્યો. હું તે લઉં ત્યારેજ ખરી.

ગાયન ૩૬.

( રાગ-ઇંગ્રેજી-બીલાવલ ).

( જૈસા કરના વૈસા ભરના, શકહો ગર તો કર કર દેખ૦ એ રાહ ).

જાઉં રાજા પાસે આ ક્ષણ, કરૂં ફરિઆદી તોડું પણ,
સ્ત્રી જાતિની કરી હિમાયત, રમું હું જોયા જેવી ગત;
સ્ત્રી છે નર સમાન, ઘટે સમાન માન,
સ્ત્રી હકનાં યશોગાન, ગવાડી લાવું સાન;
જેથી પામું માન, ફરૂં રાખી મોકળું મન. જાઉં.

( જાયછે).

નૂતનરાય:—(કપાળે હાથ દઇને) હવે આ મ્હારૂં દુઃખ હું કોની પાસે રડું ? કરેલાં અવિચારી કર્મનાં ફળ હું અનુભવુંછું.

(ચાલ્યો જાયછે. પડદો ઉપડેછે.)

## પ્રવેશ ૬.

### (સ્થળઃ—ચપળાનું ઘર.)

ચપળાઃ—(એકાન્ત) અરે રે! અત્યાર સુધી તો જ્યાં ત્યાં પરાણે પરાણે આ વાત ખોટી માની તેના સંબંધમાં કોઇ પણ જાતના વિચારને મ્હારા મનમાં અવકાશ આપ્યો નહિ. પણ હવે તો આ અણધારેલું અને વિના માગ્યે ખરૂં થવા બેઠું છે. શરીરની અંદર જે અવનવા બનાવ થાયછે તે કહી આપેછે કે હું હવે બેજીવી થઇ છું, અને શરીરનો બહારનો દેખાવ તે અનુમાનને પુષ્ટિ આપેછે અને વધારામાં બહારના લોકોને મ્હારી સ્થિતિથી વાકેફ કરવાને એક ચાડીઆનું કામ કરેછે. હવે તે હું ક્યાં જઇને સંતાઉં ? (વિચાર કરીને) મ્હારૂં હવે શું થવા બેઠું છે તેની કાંઇ સમજ પડતી નથી; અને વધારામાં આ કાળી રાત્રિ મ્હારા ભવિષ્યને મ્હારાથી વળી સમૂળગી છૂપાવવાને પ્રયત્ન કરતી હોય નહિ એમ લાગેછે. કાળી રાત્રિ કે કાળરાત્રિ!! (ભયથી થરથરેછે અને ધ્રૂજેછે.) (ફરીથી વિચાર કરતાં) આજ મ્હને કેમ લગારે ચેન નથી, અને આ ઘર પણ ભારે અને ખાવા ધાતું હોય એમ લાગેછે? (કંપેછે) અરે! પણ તે દિવસે જમુ શી રીતે નાશી છટક્યો તેની તો મ્હેં ખરી રીતે તપાસ એકકે વખત કરીજ નહિ. લાવ્ય, આ સ્થળ બરોબર જોઇ વિચાર કરૂં કે તે કયે રસ્તે થઇને નાશી ગયો હશે? (ઓરડામાં ફરેછે,) આ શું? મ્હારી આંખે અંધારાં વળેછે અને તમર આવેછે. (લથડતી લથડતી ફરેછે. ફરતાં ફરતાં કમાટની કળ ઉપર હાથ પડેછે. કાંઇપણ વિચાર વગર હાથો ફેરવેછે અને કમાટ ઉઘાડેછે. ઉઘાડતાં જમુનું શબ બહાર પડેછે. ચપળા એકદમ જમીનપર બેશુદ્ધ થઇને પડેછે. પડતાં આંચકો લાગવાથી ભાન આવેછે અને બેઠી થાયછે.) શિવ! શિવ! શિવ! હે ભગવાન્! કેવો અપરાધ! અને કેવા પ્રકારની આ શિક્ષા! હાય! હાય! કેવી ફજેતી! હવે અહીંથી ક્યાં જાઉં! હવે મોત શિવાય બીજો શો રસ્તો? હે હઠીલા હિંદુ લોકો! જુઓ આ તમારા

નઠારા રીવાજોનું પરિણામ! તમારે ક્યાં સુધી આમને આમ ચલાવવું છે?

## ગાયન ૩૭.

### ( રાગ ગઝલ. )

### ( મુસ્તાક મુલાખાતકા૦ અથવા ચલચલ ચમેલી બાગમેં૦ એ રાહ. )

દેશીઓ ડાહ્યા જુઓ આ, વિધવાની હોળી
શીદ જીવાડો મારી નાંખો, પાઇ ઝેરને ઘોળી;
કુધારાની બેડી ઠોકી આ દુઃખમાં રોળી
ગરીબડી સ્ત્રી જાત દર્મી શીદ, રાખ લ્યો ચોળી.
હું સમજું તમને ખરેખર, મૂર્ખાની ટોળી
સારાસાર સમજો નહિ ક્યાં, બુદ્ધિને બોળી;
ઉપરી થયા કેમ ના જુઓ, વિવેકથી તોળી
સબળા તેથી અબળા રક્ષો, છે જાત તે ભોળી.

હવે બહુ થયું! કાંઇ સમજો. ગંભીરતાથી આ સવાલ હાથ ધરી દૂધમાંથી પોરા કાઢવા જેવી વૃત્તિ હવે ફગાવી નાંખો. પક્ષાપક્ષનો ફાંકો મગજમાં રાખી નાહક અંદર અંદર લડી ન મરો. આ તો પાડા પાડાની લડવાડ ને તેમાં ઝાડનો ખો નીકળે એવો તમાશો તમે ભજવોછો અને તેમાં કોઇનો દી વળતો નથી. પેલા નવા વિચારવાળા એમનો કક્કો ખરો કરવા માગેછે, જેટલું પોતે કહેછે અને ધારેછે તેટલું બધું ખરૂં છે એમ ઠસાવવા માંગેછે, અને બે દિવસમાં દેશકાળના સંજોગોને ન ગણકારી, વિના રૂપાન્તરે અંતનો સુધારો દાખલ કરવા માંગેછે, જાણે કે હવે ફરીથી સુધારો કરવાનો પ્રસંગજ નહિ આવે. ત્યારે જુના વિચારવાળા દુરાગ્રહી થાય છે અને મનુષ્યના જાતીય સ્વભાવ અને તેની નિર્બળતાની અવગણના કરી ભ્રમયુક્ત ઐન્દ્રજાલિક વાદવિવાદનો આશરો લેછે, અને આમ કરી બન્ને પક્ષ પોતાનો વખત મિથ્યાવાદ અને તેથી ઉપજતી પરસ્પર દ્વેષની વૃત્તિમાં ગુમાવેછે અને એક ડગલું પણ

આગળ વધતા નથી. વાંક તમારા, બે જણનો છે અને એ તમારા પ્રમાદથી સ્ત્રીહત્યાદિક અનેક ઘોર પાપ જે થાયછે તેનું સઘળું પાપ તમારા માથે, અને અમારી આ આંતરડી કકળાવવાથી અમારો હડહડતો શાપ, તે પણ તમારા માથે.

( રોતી રોતી જાયછે. પડદો પડેછે. )

## પ્રવેશ ૭.

### ( સ્થળઃ-રાજાનો મ્હેલ. )

ગર્વસિંહઃ—અરે પૌરજનો ! તમે વગર વિચાર્યે આ શી ધામધુમ કરવા માંડી છે ? તમારા રાજાના સામે બંડ ઉઠાવવાની તૈયારી કરવી શું યોગ્ય છે !

**૧ લો શહેરીઃ**—રાજા જ્યારે પોતાનું કર્તવ્ય સમજે નહિ ત્યારે ગરીબ રાંકડી રૈયત તે શું મરે ?

**૨ જો શહેરીઃ**—બરોબર છે. અમે તો જાણે જુલમ ખમવાને માટે સર્જીત થયા છીએ કે જેમ ફાવે તેમ અમને સૌ દમે, ખરૂં ને ?

**૩ જો શહેરીઃ**—સૌ વાતને હદ હોય છે તે પ્રમાણે અમારી ધીરજને પણ હદ હતી અને તે હવે આવી રહી છે.

ગર્વસિંહઃ—અમને હવે અમારી ભૂલ બરોબર માલુમ પડી છે. જાઓ, સ્વસ્થ ચિત્તે સઘળા ઘેર જાઓ અને ઉશ્કેરાએલા લોકોને શાંત પાડો. અમે સઘળું બરોબર કરવાને વચન આપીએ છીએ. હવેથી કોઇને નાહક રંજાડવામાં નહિ આવે.

**૪ થો શહેરીઃ**—સરકાર ! આપના વચનનો વિશ્વાસ શો ? એ તો કહેવત છે ને કે રાજા, વાજાં ને વાંદરા ત્રણે સરખાં !

**૫ મો શહેરીઃ**—હવે અમે ખાલી શબ્દોથી શાંતિ પામવાના નથી. અમારે તો જે જોઇએછે તે કરી બતાવેલું જોવાનેજ અમે તૈયાર છીએ.

**ગર્વસિંહઃ**—કપટસેન, આ લોકોને બરોબર સમજાવી અમારી તરફથી ખાત્રી આપો કે અમારૂં વચન મિથ્યા નહિ જાય.

**૫ મો શહેરીઃ**—અરે કપટસેન તો અમારા નાયક છે. રાજાજી, હવે આંખ ઉઘાડો, તે તમારા સેવક નથી પણ પ્રજાના સેવક છે.

**સઘળાઃ**—બોલો કપટસેનની જય ! ! !

**ગર્વસિંહ**:—(વિચાર કરીને) સમઝ્યું, સમઝ્યું, હવે બરાબર સમઝ્યું પણ તે ઘણુંજ મોડું. (કપટસેનને) અરયા લુચ્ચા હરામી, આ ત્હારૂંજ કામ છે કે! બે તરફની ઢોલકી બજાવવાનો પ્રપંચ રાજ્ય મેળવવાની લાલચે કરતો લાગેછે ને! હાય! અત્યાર સુધી મને સાન ઠેકાણે ન આવી. શરૂઆતથીજ કપટબાજી મ્હારી સાથે ખેલે છે ને! લુચ્ચા નામરદ, ચંડાળ, જા ત્હારૂં કાળુ કર. મ્હને ત્હારૂં પાપી મ્હોં બતાવી નાહક સંતાપ ન આપ.

( ઘણોજ દિલગીર થાયછે ).

**કપટસેન**:—જાઉંછું, પણ થોડીવાર પછી.

**ગર્વસિંહ**:—કેમ વારૂ! કયારે?

**કપટસેન**:—જે કામ હાથ લીધુંછે તે પૂર્ણ કરીને.

**ગર્વસિંહ**:—( તલવાર ખેંચીને ) ચાલ નીકળ અહીંથી; (બધાને દેખી ખમચાયછે ).

**કપટસેન**:—જે કરો તે વિચાર કરીને કરજો. હું અત્યારે તમારી આજ્ઞા સાંભળવાની સ્થિતિમાં નથી પણ ઉલટો તમને આજ્ઞા આપવાની અવસ્થામાં છું. ( લોકોને આંખનો ઇસારો કરેછે ).

**સઘળા**:—કપટસેન ખરૂં કહેછે. ( ધમકીનો દેખાવ ધારણ કરેછે). ( એટલામાં નિર્મળસેન અને મદન પોતાના માણસો સાથે પ્રવેશ કરેછે).

**નિર્મળસેન**:—છેવટે આ પરિણામે આવ્યું કે! ચાલો, એકદમ સઘળા તાબે થઇ જાઓ.

**કપટસેન અને શહેરીઓ**:—કોને?

**નિર્મળસેન**:—શાંત દલીલને, અને તેથી ન માનો તો તમારાથી ચઢતા બળને.

**સઘળા**—( ગભરાઇને ) તમારી દલીલ સાંભળવાને તૈયાર છીએ.

**નિર્મળસેન**:-સાંભળો ત્યારે. આપણા શાસ્ત્રમાં કહેલું છે કે બળવાન લોકોના ભયથી ચલિત થએલી રાજા વગરની પૃથ્વીમાં સર્વ લોકોના રક્ષણ માટે પ્રભુએ રાજાને પેદા કર્યો.

**સઘળા**:-તે તો બરોબરછે. પછી શું! આગળ ચલાવો.

**નિર્મળસેન**:-ઇન્દ્ર, વાયુ, યમ, સૂર્ય, અગ્નિ, વરૂણ, ચન્દ્ર, કુબેર વગેરેનો અંશ કહાડી રાજાને સર્જ્યો. મોટા દેવોના અંશથી

તે નિર્મિત થએલો છે. અર્થાત્ તે સર્વ પ્રાણીથી શ્રેષ્ઠ છે.

સઘળા:-ત્યારે તેની શક્તિ પણ ઘણી હોવી જોઇએ.

નિર્મળસેન:-તેમજ છે. તેને સર્વ શકિતમાન્ કહીએ તોપણ ચાલે. તે સૂર્યની ગાફક નેત્ર તથા મનને તપાવેછે, તેથી આખા જગતમાં તેની સામે પણ જોઈ શકવાને કોઇ સમર્થ નથી. ટુંકામાં તે અતિ તેજસ્વી છે. રાજા બાળક છે અથવા મનુષ્ય છે એમ ધારીને એની અવગણના કરવી જોઈતી નથી. તે તો મનુષ્યરૂપે મહાન્ દેવતા સમાન છે. જે માણસ દુર્લક્ષથી દેવતા તરફ જાયછે તેને તે અગ્નિ બાળેછે. પણ રાજારૂપી અગ્નિ પશુ તથા દ્રવ્ય સહિત આખા કુળને પ્રજાળેછે.

સઘળા:-સત્યછે ભાઇ!

નિર્મળસેન:-તેના પ્રસાદમાં લક્ષ્મી, પરાક્રમમાં વિજય, અને ક્રોધમાં મૃત્યુ વસેછે. જે કોઇ તેની મોહથી દ્વેશ કરેછે તે નિઃસંશયતાથી નાશને પહોંચેછે, સબબ કે રાજા તેના વિનાશને માટે તરત મન કરેછે.

સઘળા:-તમારૂં કહેવું અમારા મનમાં ઉતર્યું, પણ જો રાજા વિના કારણે તેની પ્રજાને રંજાડતો હોય તો તેનું શું કરવું? શું પ્રજાને દુઃખ દેવાનો અને પોતાની સત્તા ઉંધે રસ્તે વાપરવાનો પરમેશ્વરે તેને હક્ક આપ્યોછે?

નિર્મળસેન:—ના, તેમ કાંઇ નથી. પણ એવા સંજોગોમાં ઘણુંજ વિચાર કરીને કામ લેવાનું છે; કારણ કે સો એ નવ્વાણું એવા પ્રકારના બનાવમાં વાંક રાજાનો નહિ પણ તેના હાથ નીચેના અધિકારીઓનો હોયછે જે રાજાને જૂઠું સમજાવેછે અને ખરી હકીકતો છુપી રાખી તેને આડે રસ્તે દોરેછે. ત્યારે આપણે એવી વખતે ગમે તે પ્રકારે આપણી બધી ફરિયાદો અને જરૂરો રાજાના ન્હોં આગળ ખરા સ્વરૂપમાં રજુ થાય અને એવા લુચ્ચા અધિકારીઓનું બળ નાશ પામે તે તરફ લક્ષ દોડાવવાનું છે. તમે જે રસ્તો પકડયો તે બીલકુલ ખોટો અને ભય ભરેલો હતો. એકતો આવા ભોળા રાજાની સામે તમે મોટો ગુન્હો કરત અને તેથી ઇશ્વરના અપરાધી થાત. અને વધારામાં તમે તેનાથી સારો રાજા મેળવી શકત કે નહિ તેની શી ખાત્રી? કાંતો અંધાધુંધી ભરેલો અરા-

જકતાનો પ્રકાર ચાલત અથવા તેથી પહેલાં કરતાં પણ વધારે જૂલમી રાજ્યની ધુંસરીમાં પડત અને એ પ્રમાણે ઓલમાંથી નીકળી ચૂલમાં પડ્યા બરોબર થાત.

**સઘળા:**-ધન્ય છે તમને નિર્મળસેન ! તમે અમને મહાન્ આફતમાંથી આજ બચાવ્યાછે. ( રાજાને ) હે મહાકૃપાળુ પ્રભુ ! આ ગુન્હેગાર લોકોને ક્ષમા કરો.

**રાજા:**—શાબાસ છે નિર્મળસેન ! સેવક હો તો ત્હારા જેવાજ હજો. ( લોકોને ) હું તમને સઘળાને ક્ષમા કરૂંછું, પણ આ લુચ્ચા નિમકહરામી કપટસેનને માફી નહિ મળી શકે.

**કપટસેન:**-સરકાર, ક્ષમા કરો. નિર્મળસેન, હજુરને મ્હારા તરફથી બે બોલ કહો.

**નિર્મળસેન:**-ચુપ કર, નાદાન,

## ગાયન ૩૮.

**( જાઓજી જાઓ કીસ નાદાન૦ એ રાહ ).**

થુ થુ ફિટ્કાર તુને, છે હરામી બે વચનીને;
ફેલાવી ગમગીનીને, ચલવી બેઈમાનીને
લેવી ધારી મોટઈને, મારી કુટી સૌ કોઈને,
હીંજડા નાદાન તું ચંડાલ બોલે શું મ્હોં લઈને.
ખાધું જેનું લૂણ તેનું બુરૂ ત્હેં તો કરવું ધાર્યું,
પાપી બેઈમાન મનને તે વખતે ત્હેં ન વાર્યું,
નાદાની ચલવી બારી
બુરી હાલત છે ત્હારી,
મૃત્યુની વારી આવી ત્હારી, મુક્તિ સારી કઠણ ભારી
તુજ સમ હીણા અપરાધીને, થુ થુ૦

સીપાઈઓ, પકડો એને, અને રાખો એને પેરામાં.

( સૌ જાયછે. પડદો ઉપડેછે ).

## પ્રવેશ ૮.

### ( કપટસેનનું ઘર. )

**કપટસેન:**—( એકાન્ત ) હે ભગવાન્, મ્હારા પાપે મ્હને ખાધો. કપટબાજી બહુ ખેલી, પણ આખરે ફાવ્યો નહિ, અને ચારે તરફથી ફસાયો. ફત્તેહના તોરમાં સઘળું ઉજળું એટલું દૂધ દીઠું, પણ તે વખતે એટલો વિચાર સુદ્ધાં પણ ન આવ્યો કે આ આખર સુધી નભશે નહિ. પ્રપંચ છેવટ લગી ચલાવ્યો પણ તે વખતે પાછું વળીને જોયું નહિ. વેળા વેળાની સુખ દુ:ખની છાંયડી હરકોઇ માણસ પર બદલાતી આવેછે પણ આંખે સત્તાના ગુમાનની અંધારી વળી ગએલી એટલે તેની સૂઝ ક્યાંથી પડે ? કપટ· સેન ! નિર્મળસેને કહ્યું તે બરોબર છે. હવે ત્હારી હાલત બુરી થવી છે. દુશ્મનના હાથમાં આવીને પડ્યો એટલે બચવાની તો આશાજ શી ? કાંતો રીબાવી રીબાવીને મારે કે યોગ્ય નશીઅતે પહોંચાડી ગરદન મારે. ( વિચાર કરતાં કંપેછે ) ત્યારે હવે કાંઇ બચવાનો ઉપાય ? ચોકી પહેરાનો જાપતો સખત છે, તેમજ દુશ્મનો ચાલાક છે. કોઇ પ્રકારની ગફલત રહેવા દીધી નથી, એટલે હવે નાસવું તો મુસ્કેલ છે; તેમજ લાંચ આપ્યે કામ પાર પડે એમ પણ લાગતું નથી. ત્યારે શું કરવું ? બેદરકાર થઇ ભવિષ્યની વાટ જોઇને બેશી રહેવું. જે થવાનું હશે તે થશે અને એ દર્મીઆનમાં દૈવયોગે કાંઇ કીસ્સો વાગી જાયછે તો ઠીક છે. નીકર રામ રામ ! દુનીઆને છેલ્લી સલામ ! અને એ રસ્તે કુહાડીશું નામ! એમાં તે શી મોટી વાત છે ? ( વિચાર કરતો બેસેછે )

( મદનરાય પ્રવેશ કરેછે. )

**મદનરાય:**-કેમ છે કપટસેન ? આગલાં પાપી કર્મો માટે લગાર પણ પસ્તાવો થાય છે ?

**કપટસેન:**-પસ્તાવો શાનો ? કાંઇપણ ખોટું કામ કર્યું હોય ત્યારે ને ?

**મદનરાય:**-હે હીણભાગી મનુષ્ય ! હજી પણ શા માટે જૂઠું બોલેછે. બુડતા માણસનો તરખલાને વળગી બચવાનો યત્ન જેમ વ્યર્થ જાયછે તેમજ ત્હારી દશા સમજવી. નાહક ખોટું બોલી આટલો પાપનો ભારો બાંધ્યો છે તેમાં શા માટે વધારો કરેછે ?

( વિષમ હરિગીત ).

દગો સગો નહિ કોઇનો, અનુરાગ મિથ્યા શીદ કરે;
પાપ પથ્થર બાંધી તું, ભવ પાર શી રીત ઉતરે.

**કપટસેન**:-તમારે જેમ માનવું હોય તેમ માનો. હું તો કશામાં જાણુતોજ નથી.

**મદનરાયઃ**-ત્યારે શું આ રાજાજીની બુદ્ધિ બગડી તેમાં તમારો હાથ લગારે નહતો ?

**કપટસેન**:-ના. હું તો હમેશા રાજાને ખરીજ સલાહ આપતો હતો.

**મદનરાયઃ**-ત્યારે મ્હને રાજ્યદ્રોહના ગુન્હામાં ખોટી રીતે સપડાવી ફાંસીની શિક્ષા કરાવી તેમાં તો તમારો દોષ ખરોને ?

**કપટસેન**:-તેમાં હું મ્હારો દોષ લગારે જોતો નથી. રાજાને કાને તમારાં રાજદ્રોહી ભાષણો આપવાની હકીકત આવ્યાથી એવી શિક્ષા તમારા પર ફરમાવી, જે રાજાનું ફરમાન અમલમાં આણુવાની મ્હારી ફરજ હતી.

**મદનરાયઃ**-વારૂ ત્યારે રાજાને પદભ્રષ્ટ કરવાનો ગુન્હો કરવાને તમે પ્રયત્નશીલ થયા તેને માટે તો તકસીરવાર ઠરોછો ને ?

**કપટસેન**:-ના, બીલ્કુલ નહિ. કારણુ કે પ્રજાજનનું રાજાની સામે વધતું જતું વલણુ જોઇ મ્હારે પ્રજાની ઇચ્છા માન્યા શિવાય ચાલે તેમ નહતું.

**મદનરાયઃ**-વારૂ, આ છેલ્લા તહોમતને માટે તમારે શો બચાવ કરવો છે ? મ્હારા પિતાજીને દગો દઇ સીડી પરથી ફેંકી મારી નાંખવાનો પ્રયત્ન કરેલો કે નહિ ?

**કપટસેન**:—( મનમાં ) આ આપણી ચોખ્ખાઇ બતાવવાનો પ્રસંગ ઠીક છે. જમુએ સીડી ગોઠવી સજડ તો કરી છે. ( પ્રકાશ ) એ વાત તદ્દન ખોટી છે. તેમાં કાંઇ પણુ મ્હારો પ્રપંચ હતો નહિ. લ્યો તમારી ખાત્રી કરી આપું. ( સીડીપર ચઢેછે.) ( દસમે પગથીએ ચઢતાં સીડી તૂટી પડેછે અને કપટસેન ભોંયરામાં પડી મરણુ પામેછે. )

**મદનરાયઃ**—અહો ઇશ્વર ! શો ત્હારો ન્યાય ! ખાડો ખોદે તે પડે એનો આજ નજરે અનુભવ થયો છે.

( મદનરાય જાયછે; પડદો પડેછે ).

### પ્રવેશ ૯.

### ( સ્થળ—ધર્મસિંધુનું ઘર. )

**સુશીલાઃ**—( ધર્મસિંધુને ) પતિસેવા એ ગૃહણીજનનું ખરે-ખરૂં ભૂષણ છે, જીંદગીનું કર્તવ્ય છે, સુખનો માર્ગ છે અને મોક્ષનું અતિ ઉત્તમ અને અક્ષય્ય સાધન છે. જે સ્ત્રી પોતાના પતિનું સર્વદા હિત સમજેછે અને જાળવેછે તેનેજ ખરેખરી કુલજા સ્ત્રી જાણવી, બાકી બીજીને પોતાના પિતાનું તેમજ પતિનું કુળ બોળનારી કુલટા સમજવી. સ્ત્રીના ધર્મ શા શા છે તે સાંભળો મ્હારા ભરથાર અને મ્હારી કાંઇ ચૂક થતી હોય તો તે બતાવો.

### ગાયન ૩૯.

### ( રાગ-આશાગોડી-તાલ દીપચંદી હોરી. )

સુજ્ઞ સતીનું આ જગમાં શું કામ રે
ચિંતે નિશ દિન પતિનો આરામ રે;
નહી લોપે તે વચન લગાર રે,
ગૃહ કાર્યે રૂહે ચતુર સુનાર રે,
ગણે ગુણહીણુ પતિને સુજાણુ રે,
સતી પામે એવી બહુ સન્માન રે,
મન વાણી દેહે ના વ્યભિચરે,
રામા અંતે પતિલોક વિચરે.

વ્હાલા, પતિવ્રતા સ્ત્રીને માટે સ્વામી આરાધના શિવાય કાંઇ પ્રકારનું વ્રત્ત, યાગ અથવા ઉપવાસ કરવાનો કહેલો નથી.

**ધર્મસિંધુઃ**—અહો ! ધન્ય છે તમારા જેવી સન્નારીઓનાં જીવનને. તમારાં ચરિત્ર આ સંસાર સાગરમાં ખડકોપરની દીવાદાંડી સમાન છે જે જન્મોજન્મ પોતાની જગા સાચવી અન્ય સ્ત્રી જીવનની નૌકાઓને પોતાને મળેલા અચળપણાનું ભાન કરાવેછે, અને સાથે અસંખ્ય લાલચો રૂપી ખડકો અને જળના વમળોમાં નાશ થતી બચાવેછે. ખરેખર તમારા જેવી સ્ત્રીઓ આ દુઃખમય સંસારમાં હજાર પ્રકારની ઉપાધિથી દુભાએલા પુરૂષને માટે વિશ્રામ સ્થાન છો. ગૃહસ્થાશ્રમના અતિ કઠીણ પણ ઉપયોગી ધર્મ બજાવવામાં તમારા ધણીની સાચે સાચી મદદગાર છો. સર્વ બાબતોમાં તમારા સ્વામીની ખરી સલાહકાર અને તેમની રહસ્ય વસ્તુમાં વિ-

શ્વાસનાં પાત્ર છો. કામકાજ કરવામાં તથા પતિની તાબેદારી ઉઠાવવામાં દાસી સમાન છો; અને હાવભાવથી તથા પ્રીતિવાક્યથી પતિના મનનું રંજન કરવામાં શૃંગાર શિક્ષકની ગરજ સારોછો. ટુંકામાં તમારા જેવી ધર્મ પત્ની આ આર્યાવર્તપર ઇશ્વરની એક અમૂલ્ય બક્ષિસ છે જે પૂરેપૂરા ભાગ્યશાળીનેજ મળી શકેછે.

**નૂતનરાય.**—( પ્રકાશ-બાજુએ ) અહો ! આ પવિત્ર ભરત ભૂમિની મહીલાનું આવું અનુપમ ચિત્ર ! જ્યારે સીતા, સાવિત્રી, સંયુક્તા, વિગેરે અનેક સાધ્વીઓ આપણા પ્રાચીન તેમજ અર્વાચીન ઇતિહાસમાં માલુમ પડી શકેછે ત્યારે કોણ કહી શકશે કે આપણા દેશના રીવાજ જંગલી હતા ? કાળે કરીને કોઇ કોઇ ઠેકાણે સ્હેજ સડો પેઠો તેપરથી તમામ સડી ગયેલું ધારી તેનો નાશ કરવો એજ અમારા સુધારાવાળાની ભૂલ છે તો. જ્યાં બગાડો થયો હોય ત્યાં સાચવીને યોગ્ય સુધારો કરવાને બદલે અમે છેક તળીયામાં મૂળમાંજ પ્રહાર કરીએ છીએ અને તેનો કડવો અનુભવ પૂરેપૂરો મેળવીએ છીએ.

**ધર્મસિંધુઃ**—( સુશીલાને ) હવે આ નૂતનરાય ખરેખરો ઠેકાણે આવ્યો હોય એમ લાગેછે અને તેના અવિચારી કાર્ય માટે પસ્તાવો કરતો દેખાયછે. ( નૂતનરાયને ) હશે ભાઇ ! જે થઇ ગયું તેને માટે પશ્ચાતાપ ન કરશો. **'गतं न शोचामि'** એવું રાખો. હવેથી વિચારીને ચાલવું. કહેવત છે કે 'ભૂલ્યા ત્યાંથી ફરીથી ગણો.'

**નૂતનરાયઃ**—અરે ભાઈ ! મ્હારી તે તમને શી વાત કહું ? સુધારાની પવન પાવડીપર ચઢેલો ધારીને મ્હારૂં મગજ ઠેકાણે ન હોતું, અને મનમાં એમ ધારતો હતો કે ઘણાજ સુંદર અને અલૌકિક પ્રદેશમાં હું જતો, પણ તેને બદલે તો તે એક મહાન ખોટારૂં નીકળ્યું અને અધવચમાંજ વિક્રાળ જંગલી દેશમાં હું પટકાયો.

**ધર્મસિંધુઃ**—ભાઇ, તમારી હકીકત મ્હને બધી માલુમ પડી છે. તેને માટે વિમાસણ કરવાને બદલે યોગ્ય ઉપાય સોધી બગડેલી વાત શી રીતે સુધારવી તેનો વિચાર કરવો ઉચિત છે. હવેથી સંભાળીને ચાલશો એટલે બહુ છે. તમારી ભૂલો અને તેનાથી ઉપજેલાં માઠાં પરિણામપરથી બીજા લોકોને ધડો મળશે તો જનસમૂહને તે કાંઇ ઓછો ફાયદો નથી.

( સૌ જાયછે. પડદો ઉપડેછે. )

## પ્રવેશ ૧૦

### ( સ્થળ—રાજ્ય દરબાર. )

નેક નામદાર ખુદાવિંદ ગર્વસિંહ મહારાજને ઘણી ખમા.

(દરબારી જનો ઉભા થાયછે, અને રાજા તખ્તપર બેસેછે.)

**ગર્વસિંહઃ**—સામંતો, દરબારીઓ અને પ્રજાજનો, આજ રોજ આપણુને ઘણોજ આનંદનો દિવસ છે. અમારા વફાદાર અને સાચા મંત્રી નિર્મળસેને અમારાપર ઘણો મોટો ઉપકાર કર્યોછે અને અમને મોટી ભૂલ અને આફતમાંથી બચાવ્યાછે. ખરેખર અમે પૂરા ભાગ્યશાળી છીએ કે એના જેવા સાચા સલાહકારને પાછો મેળવી શક્યા છીએ જેની મદદથી અને સાચી સલાહથી આ રાજ્ય તંત્ર સુખરૂપે વિના અડચણે અમારી રૈયતને સંતોષ મળે તેવી રીતે ચલાવવા આશા રાખીએ છીએ.

**નિર્મળસેનઃ**—હજુર, આપ નામદાર પક્ષપાતને લીધે મ્હારા ગુણને છે એના કરતાં મોટું રૂપ આપોછો. મ્હેં મ્હારા ધર્મ શિવાય બીજું કાંઇ વધારે કર્યું નથી. અમે સર્વ આપના પગની રજ સમાન છીએ અને આપની આજ્ઞા માથે ચઢાવવા તૈયાર છીએ.

**ગર્વસિંહઃ**—તમે તમારા કાર્યને આવું નજીવું રૂપ આપોછો તે તમારા વિનયને લીધે છે. આજ અમારે મહાન્ ઉત્સવનો દહાડો છે. તે છતાં, હવે નિયમ રાખ્યોછે તે પ્રમાણે અરજદારને પોકારો. અમારે તે વાત સ્મૃતિમાંથી બહાર કાઢી નાંખવી જોઇતી નથી કે પ્રજાના સુખ અને સંતોષમાં રાજ્યનું ખરૂં અચળપણું રહેલું છે.

**કોટવાળઃ**—કોઇ અરજદાર હોય તે હાજર થાઓ. ( એક સ્ત્રી અને સીપાઈ હાજર થાયછે ). સરકાર, એક સ્ત્રી અરજદાર છે અને એક સીપાઇ ત્રણ મુડદાંનો પત્તો લાગ્યાની ખબર લઇને આવ્યોછે.

**ગર્વસિંહઃ**—નિર્મળસેન, એ સ્ત્રી અરજદારને રજુ કરો અમારા સામે. ( નિર્મળસેન તે પ્રમાણે કરેછે ), લાવ ત્હારી અરજી.

( વિલાસિની અરજી આપેછે અને રાજા તે વાંચેછે ).

( તે દર્મીઆનમાં નૂતનરાય ત્યાં આવેછે અને રાજાને સલામ ભરી દૂર ઉભો રહે છે ).

**ગર્વસિંહઃ**—કેમ, ત્હારે ત્હારા ધણીથી છુટા છેડા મેળવવાની માગણી છે ખરૂં ?

**વિલાસિનીઃ**—હા, તેમજ છે. મ્હને મ્હારા ધણી સાથે બનતું નથી.

**ગર્વસિંહ:**—શાથી નથી બનતું ?

**નૂતનરાય:**—( આગળ વધીને ) નામદાર, એને પુરૂષના સરખા હક્ક જોઇએ છે તેથી. કૂહેછે કે હું તો ફાવશે ત્યાં જઇશ પણ તમારી સાથે નહિ રહું.

**ગર્વસિંહ:**—તમે તેના ધણી થાઓછો ? આ બધું કદાચ તમે તેને હદ ઉપરાંત છુટ આપી હશે તેનું માઠું પરિણામ લાગેછે.

( નૂતનરાય નીચું જુએછે ).

**ગર્વસિંહ:**—હે મૂર્ખ સ્ત્રી, તને આવી ધિક્કારવાલાયક માગણી કરતાં લગારે શરમ નથી આવતી ? પરમેશ્વરેજ કુદરતી રીતે સ્ત્રી જાતને પુરૂષથી ઉતરતી અને તેના રક્ષણ નીચે રૂહેવાને સર્જેલી છે, તેજ બતાવી આપેછે કે સ્ત્રી ને પુરૂષ એને સરખાં ગણવાનાં નથી. તે બન્નેના ધર્મ જુદા પ્રકારના છે. સ્ત્રીને ગૃહકાર્ય કરવાનું છે ત્યારે પુરૂષને બહારનાં કામ કરવાનાં છે, અને તેથી તેઓનાં શરીર પણ તે પ્રમાણે બનાવવામાં આવ્યાં છે. તે બેની ફરજો અંદર અંદર બદલવામાં આવે તો તેના પરિણામે મોટી ગરબડ થયા વિના રૂહે નહિ. પુરૂષની ફરજો દેખીતી રીતે સ્ત્રીના કરતાં ચઢતી અને વધારે જોખમદારીવાળી છે. વધારામાં સ્ત્રી જાતને આખી જીંદગી પર્યંત ઘણી લાલચોથી સાચવવાનું છે જે બીના તેના સ્વાતંત્ર્યને એક દુઃખદાયક અને અસંભવિત વસ્તુ બનાવી મ્હેલેછે.

**વિલાસિની:**—સરકાર ! આપ નામદારનું કૂહેવું સત્ય છે. હું મ્હારી હઠને માટે ઘણી દિલગીર છું અને તેને માટે આપ ખુદાવિંદની સમક્ષ મ્હારા સ્વામીની ક્ષમા માગું છું.

**નૂતનરાય:**—(સહર્ષ) તે આપવાને હું તૈયાર છું. હે રાજાજી ! પરમેશ્વર આપને દીર્ઘાયુ આપે અને આપનું રાજ્ય ચિરકાળ સુધી રૂહે એવી મ્હારી પ્રાર્થના છે. (નૂતનરાય ને વિલાસિની આઘાં જાયછે).

**ગર્વસિંહ:**—કોટવાળ, તમે કોનાં શબની ખબર લાવ્યા છો ? તે બાબતની તપાસના નિશ્ચયપત્ર લાવો. ( કોટવાળ કાગળ આપે છે. રાજા વાંચેછે ). પહેલું શબ આપણા જુના રાજ્યદ્રોહી દીવાન કપટસેનનું છે કે ?

**કોટવાળ:**—હા સરકાર.

**ગર્વસિંહ:**—અહો ! શો ઇશ્વરનો ન્યાય ! તે લુચ્ચા ચંડાળને તેના અસંખ્ય અપરાધને માટે યોગ્ય શિક્ષા થઇ છે. બીજું શબ તેના લુચ્ચા સલાહકાર જંબુકનું છે. ચપળા નામની વિધવાને ત્યાં

જાર કર્મ કરવા જતાં પકડાઇ જવાની બીકે સંતાતાં આ પ્રમાણે એણે જીવ ખોયો. ખરેખર તેને બહુ સખત શિક્ષા થઇ છે, પણ તેનું આવું પરિણામ લાંબા સમય સુધી દુનીયાને આવું કામ કરતાં અટકાવવાને ચેતવણી સમાન સર્વની સ્મૃતિમાં જળવાઇ રહેશે. ત્રીજું શબ ચપળાનું છે. ( નૂતનરાય ગભરાયછે). રાંડેલી હોવા છતાં શાસ્ત્રમાં આપેલા વિધવાધર્મ સાચવવાનું મન ન કરતાં એશઆરામની ઇચ્છા કરી તેને માટે તેને યોગ્ય સજા થઇ છે. પણ તેજ વખતે અમે અહીં એટલું જણાવવાની તક લઇએ છીએ કે લોકો વિધવાઓને જે ત્રાસદાયક વર્તણુક આપેછે તે ખરેખર બહુજ હીણું અને શરમ ઉપજાવનારૂં છે. તેના ઉપર સખત ધારાઓ અને રીવાજો ઠોકી બેસાડતાં પહેલાં એટલો વિચાર કર્યો હોય એમ લાગતું નથી કે વિધવા બીચારી ગમે એટલી પણ મનુષ્ય જાત છે એટલે મનુષ્યની સ્વભાવિક ખામીઓ તેનામાં હોવી જોઇએ. વધારામાં અબળા જાત અને તે પણ ઘણેખરે ઠેકાણે કોઇપણ પ્રકારના આધાર વગરની હોયછે, જે સંજોગોમાં તેને બગડવાનો સંભવ વધારે રૂહેછે. આવી અવસ્થામાં તેના ઉપર વિના ફેરફારે યોગ્ય અપવાદ રાખ્યા શિવાય જે સખત નિયમોનો અમલ મેલ્યો છે તે ખરેખર એક સહન ન થઇ શકે તેવો જુલમ છે અને તેનો વ્હેલો મોડો અંત આવવો જોઇએ એવી અમારી ભલામણ છે. (નૂતનરાય શાંત થાયછે.) હવે અમારે અમારી પ્રજાના હિતને માટે શું કરવાનું બાકી રહ્યું છે?

નિર્મળસેનઃ—હજુર, આપને હવે કાંઇ કરવાનું નથી.

ગર્વસિંહઃ—બહુ સારૂ, નિર્મળસેન, ફરીથી એક વખત અમે ત્હારી વફાદારી માટે તને ધન્યવાદ આપીએ છીએ. ખરેખર ત્હેં અમને રાજ્ય ધર્મ બરાબર શીખવ્યો છે. હવેથી કદી પણ અમારી પ્રજાને અમે સંકલ્પ માત્રમાં પણ દૂભવીશું નહિ. (વિચાર કરી) બધું કામ પૂર્ણ થયું પણ મદનરાય તો સાંભર્યોજ નહિ. (મદનરાય આવી નીચો પડી અદપથી ઉભો રૂહેછે). અમારી પુત્રી ક્યાં ગઇ? ( વસંત આવી વિનયથી ઉભી રૂહેછે. ) પ્રિય પુત્રી, પ્રધાનજીએ અમને બધી હકીકત કહી છે. આવી ગુપ્ત રાખવાની વિદ્યા તું કયાંથી શીખી? ( વસંત શરમાયછે અને નીચું જુએછે ). ( રાજા સિંહાસનપરથી નીચે ઉતરેછે અને વસંતનો હાથ લઇ કહેછે ) મદનરાય, લે આ હાથને ત્હારા હાથ સાથે મેળવવા દે, ત્હારી બહાદુરી અને

સ્થિરતાને માટે આ યોગ્ય બદલો છે. (વાજાનો હર્ષનાદ થાયછે). કેમ, હવે કાંઈ રહેછે ? સર્વ વસ્તુ નિર્વિઘ્ને પાર પડી છે ને ?

મદનરાયઃ—હવે આનાથી બીજું વધારે શું પ્રિય હોય ? તો પણ આટલુ થવા દ્યો.

ગાયન ૪૦.

( રાગ ઝિંઝોટી; તાલ દાદરો ).

સર્વેઃ— વર્ષ શતનું આયુષ્ય તું દેજે શંકરા,
પ્રીતિ પરસ્પર વધારજે મહેશ્વરા;
નૃપતિ પ્રજા પાલક દેજે દિગંબરા,
રાજ્ય ન્યાયશીલ સ્થિર રાખ ઇશ્વરા.
વર્ષા, ઋતુમાં, કરજે, અનહદ તું, પર્જન્યની, વૃષ્ટિ શંકરા,
વર્ષ શતનું૦

દેશદાઝ જાણવાની દેજે સન્મતિ,
રાજ્યધર્મ સમજવાની પ્રેરજે મતિ,
ધર્મકાર્ય ઉજવવાની આપજે રતિ,
ઘરઘરમાં ઘરરખુ તું રાખજે સતી.
દેજે, વિદ્યા, લક્ષ્મી, નવ નિધિને, અષ્ટ સિદ્ધિ તું, હે જગત્પતિ,
દેશદાઝ૦

इति मङ्गलम् ॥

( પડદો પડેછે ).

ઇતિ 'श्री मदनविजय' નામનો પંચમ અંક સમાપ્ત.



# શુદ્ધિપત્ર.

| પા. | લી. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ૬ | ૭ | દર્શાવી. રાજાઓની | દર્શાવી, રાજાઓની |
| ,, | ,, | સ્થિતિની | સ્થિતિની |
| ૭ | ૯ | ખુખી | ખુબી |
| ૧૦ | ૮ | રહેછે. જેવી કે | રહેછે, જેવી કે |
| ૧૩ | ૪ | શ્રેષ્ટ | શ્રેષ્ઠ. |
| ૧૬ | ૫ | મેલલા | મેલવા |
| ,, | ૧૫ | કંપનીનાં | કંપનીનાં |
| ,, | ૨૬ | આન્દ જનક | આનન્દ જનક |
| ૧૮ | ૧૨ | પુસ્કો | પુસ્તકો |
| ૨૦ | ૧૮ | જોવામાં આવેછે"વિશેષમાં તે નાટકમાં તેમણે | જોવામાં આવેછે." વિશેષમાં તેમણે |
| ૨૭ | ૧૦ | ફુલિભત | ફુલિભૂત. |
| ,, | ૧૯ | કર્યો છે. | કર્યો છે. |
| ૩૦ | ૯ | વલ્લભરાય | નુતનરાય. |
| ૩૩ | ૩ | ચીઠુી | ચીઠ્ઠી |
| ૩૪ | ૧૭ | નિર્મળસેને | નિર્મળસેનને |
| ૩૫ | ૨૬ | પ્રવેશ ૫. | પ્રવેશ ૯. |
| ૪૧ | ૨૪ | તે | તેં |
| ૪૨ | ૨૮ | નગીબ | નસીબ |
| ૪૫ | ૬ | (પડદો પડેછે) | (પડદો ઉપડેછે) |
| ૪૮ | ૨૯ | મદનરાન | મદનરાય |
| ૬૦ | ૧૦ | ન આવ્યા | ન આવ્યા. |
| ૬૩ | ૧ | કરવાન | કરવાને |
| ,, | ૧૭ | ઉતર | ઉત્તર. |
| ૬૪ | | ગાયન ૧૫ પછી (સર્વે જાયછે; પડદો ઉપડેછે). વાંચવું. | |
| ૬૯ | | લીટી ૨૦ પછી | ,, ,, ,, |
| ,, | ૩૦ | સિ। | સિત |

| પા. | લી. | અશુદ્ધ. | શુદ્ધ. |
| --- | --- | --- | --- |
| ૭૨ | ૧૯ | દુખી | દુખીં |
| ૭૩ | ૫ | બનાવોછે | બનાવોછો. |
| ૭૫ | ૨૧ | કેવાં | કેવા |
| ૭૯ | ૩૦ | આપોછે | આપોછો |
| ૮૩ | ૮ | થયું | થયું |
| ૮૪ | ૫ | કર્યા | કર્યાં |
| ૮૮ | ૨૪ | અતમભોગ | આતમભોગ |
| ૯૩ | ૨૦ | અસે | એસે |
| ૧૦૬ | ૧૩ | દાદાઓ | દાદા |
| ૧૨૫ | ૨૦ | બાપદાદાનો કોલ | બાપદાદાનો કોલ; |
| ૧૧૯ | લીટી ૭ પછી ( પડદો પડેછે ). | | વાંચવું. |
| ૧૨૧ | ૧૦ | તમો | તમે |
| ” | ૨૦ | તે | તો |

---

કવિતામાં તાલનાં ચિન્હ મેલ્યાં છે તેમાં કોઇ જગાએ છાપતાં દોષ રહી ગયા હોય તે સુજ્ઞ વાંચક સુધારી લેવા કૃપા કરશે.

